# મહિયારી લીલાવતી.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

રીચીરોડ—અમદાવાદ.

# મહિયારી
# લીલાવતી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર ગોકળલાલ બુલાખીદાસ
ગીચીરોડ—અમદાવાદ.

આવૃત્તિ પાંચમી   પ્રત ૪૦૦૦



સને ૧૯૨૮   સંવત ૧૯૮૪

મુદ્રકઃ—પુરૂષોત્તમદાસ [illegible] કરદાસ '[illegible] ઉત્કૃષ્ટ મુદ્રણાલય'
રીચીરોડ પુલ [illegible]ચે ઢીક[illegible]વાડી—અમદાવાદ.

કીંમત રૂ. ૦—૪—૦.

**તૈયાર છે. સચિત્ર સંસારોપયોગી ગ્રંથ તૈયાર છે.**

**પ્રત્યેકગૃહસ્થાશ્રમી અર્થાત્ સંસારી નરનારીએ**

**:: નિત્ય અભ્યાસ કરવા લાયક ગ્રંથ ::**



# સંસાર શિક્ષક.

યુવાવસ્થાથી શરૂ કરી સંતાન ઉત્પન્ન થાય ત્યાં સુધીની સઘળી હકીકત વિસ્તારથી પતિ પત્નીના સંવાદ રૂપે આ ગ્રંથમાં લખેલી છે. બાળકો ન જીવતાં હોય એવાં માબાપો આ પુસ્તકમાં લખ્યાં પ્રમાણે વર્તે તો જાતે નિરોગી રહેવા ઉપરાંત નિરોગી સુંદર, અને દીર્ઘાયુષી સંતાનો મેળવી શકાશે.

આ પુસ્તક જુવાની જાળવી રાખવા
ઇચ્છનાર પ્રત્યેક નર નારીએ
વાંચવું જોઇએ.

સુંદર છપાઇ. એન્ટિક કાગળ, સંખ્યાબંધ ચિત્રો
એ આ ગ્રંથનું આકર્ષણ છે.

પૃષ્ઠ સંખ્યા લગભગ ૨૫૦ મૂલ્ય રૂા. ૨-૦-૦

મળવાનું ઠેકાણું:—
બુકસેલર—ઠાકરદાસ બુલાખીદાસ
રીચીરોડ—અમદાવાદ.

# લિલાવતી.

## મંગળાચરણ.

સુત્રધાર—( રંગભુમિમાં આવી પ્રભુની પ્રાર્થના કરે છે. )

"જો તું ખ્વારી ચાહે સારી"—ટેક.

જય જય સંખેશ્વર સુખદાતા, સેવા માગુ હું હર્નીશ;
તુજ ગુણ ગાતા દુઃખ સહુ જાતાં, દીન સેવકના આનંદીશ
હોય કદી જો વંક, તોય પણ રંક જાણી નવ કરશો રીશ;
શેવક થાપી વાંચ્છીત આપી, પૂર્ણ કામના કરશો ઈશ.
સાહ્ય આ સમે, તાત દ્યો તમે, ગ્રન્થ ગુંથવો, એ મુને ગમે.
અતિ મતી નથી, સત્ય કહું કથી, વીવેક વાણી દ્યો;
શશિ સુત નામે છે શિષ, જય જય.

## પ્રકરણ ૧ લું.

સુત્રધાર—( રંગભુમિ મધ્યે આવી ) અહો! શ્રોતાજનો આ જંબુદ્વીપના, ભરતક્ષેત્રને વિષે, કૌશાંબી નામે નગરીમાં ધનાઢ્ય શેઠ સદાફળના સુત સુમતિવિલાસની લલના "લિલાવતી" એ પોતાતા પતિને વેશ્યા વ્યસનથી નિષેધી કેવી રીતે કળા કેળવી, પોતાના પાસમાં પકડી, પ્રિતમને પોતાનો કીધો, તેનો સારાંશમાં અધિકાર, શ્રવણ કરાવવા ઉતકંઠીત થયેલો જે હું, તે સર્વ સદ્‌ગ્રહસ્થોને, નમ્રતાપૂર્વક વિનંતી કરી કહું છું કે, એકાગ્રહચિત્તે શ્રવણ કરી શેવકને કૃતાર્થ કરશો. આ સાંભળી વિદુષક આવી કહેવા લાગ્યો ?

વિદુષક— ગીતી.

સુત્રધાર સંભળાવે, તો મારૂં મન આ પ્રભાતે માને;
પ્રનામ કહે તે આપું, યાર કરે આ બહાદુર બંદાને.
ઉંચે નીચે આવે, આ જો કાળજુ હું પકડી રાખું:
તેમ રહ્યું સુણવાને, ડાચા ફાડી જનમંડળ આખું.

સુત્રધાર— ગીતી.

તો સાંભળ તુ ભાઇ, શેઠ સદાફળના ઘરની વાતો:
કાન દઇ કોરાણે, કથન સુણી તું થા મન રળીઆતો.

વિદુ—વારૂ ભાઇ હું તો આ સાંભળવા બેઠો પણ તું ભડકશ મા? એમ કહી કાન દઇ સાભળવા બેઠો, તેટલામાં સદાફળ શેઠે પોતાની સ્ત્રી સેજલદે ને પુછયુ?

સદાફળ—કેમ પ્રિયા ' હવે આપણો સુમતી સુધર્યો ખરો?

સેંજલદે—(કમે હાથ દઇ બોલ્યાં) શું મારૂં કપાળ સ્વાર્થી-આની સોબતમાં તો તદ્દન નિર્લજ નિવડ્યો છે હવે તો તેની સોબત તજાવો તો ઘણું સારૂં.

સદાફળ—(બોલ્યો) ઠીક છે. આવવા દે સાળા સ્વાર્થીઆને પછી તેની વાત, તેવામાં સ્વાર્થીઆને આવતો જોઇ શેઠાણી બોલ્યાં.

સેંજલદે—લ્યો આ બહુ કમઉ આવ્યા જોયા કે! આ સાંભળી તરતજ શેઠે સ્વાર્થીઆને ધમકાવી કહ્યું.

સદાફળ— ગીતી.

તજને સ્વારથીઆ તુ, સાફ કહું છું સોબત સુમતિની:
આજ પછી જો જાણી, નકી મોકલું પાસે પુરોહિતની.

સ્વાર્થી— ગીતી.

અરે શેઠજી ભૂલ્યો, આ ચાલ્યો હું તો મારસમારે:
પણ સુમતી સાચવજો તમે, કહ્યું તો હું કહું છું ત્યારે.

સ્વાર્થીઓ સુમતિવિલાસને શોધતો ચૌટે બજાર તરફ એકઠો થયો તે વારે સ્વાર્થીઆને, સુમતિએ પુછ્યું.

સુમતિ—કેમ ભાઇ આટલી બધી વાર ક્યાં? તે વારે સ્વાર્થીઓ બોલ્યો.

સ્વાર્થી—અરે ભાઇ હુંતો તમારા ઘેર તમને બોલાવા ગયો હતો, પણ તમે મળ્યા નહિ.

સુમતિ—વારૂં ઠીક થયું, આપણે અત્રે મળ્યા તો બોલ હવે કેની તરફ ફરવા જવાનો ઇરાદો છે.

સ્વાર્થી—સાહેબ મને પુછો તો આ વારાંગનાઓના મેહેલ તરફ જોવાની મઝે સારી છે પણ મારૂં અંગરખું મેલું છે તેથી મારાથી તો અવાશે નહિં માટે આપ એકલા જાવ.

સુમતિ—મૂર્ખ અંગરખું મેલું છે તો મારૂં પહેર. મારાથી એકલું જવાયજ કેમ?

સ્વાર્થી—વારૂ શેઠ લાવો, ભલે તમારૂ પણ મન રાખવું. એમ કહી બંને જણ ફરતા ફરતા કામસેના નામની વારાંગનાના મહેલ નીચે આવી ઉભા રહ્યા. કામસેના ઝરૂખેથી સુમતિવિલાસનું સ્વરૂપ જોતાંજ અત્યંત મોહ પામી. પોતાની સખી કળાવતીને કેહેવા લાગી.

કામસેના (ગીતી.)

ઓ આવે અલબેલો, છેલ છબીલો છેતરી અહીં આવે;
તો મમ મનડું માને, એ વિણ મુજને અન્ન નહિ ભાવે.

કળાવતી—(પોતાની સખીને મોહના વશેથી જાણી બોલી.)

આ આવી અલબેલી, હસ્ત ગ્રહીને હું ઉપર આવું;
સોગતીઓ સમજાવી, લલીત વચનથી લક્ષ વસા લાવું.

એમ કહી મહેલેથી નીચે આવી સુમતિવિલાસનો કર પકડી કહેવા લાગી.

(નિર્બળ શત્રુ સબળ રાજપર) એ રાહ.

ભલે પધાર્યા આપ આંગણે, અલબેલા ઉપર આવો;
બાવરી બાઇ બનાવી બાળા, જોર કરીને ક્યાં જાવો.
ચાલો આવો મારી સાથે, છોડી સોબતનો સંગ;
રોજ રમો રામા સાથે, પોઢીને પલંગ;
આશાની નિરાશા કરો, રંગીનીના ભંગ; ચાલો૦ ભલે૦

આ સાંભળી સુમતિ તો, તરત શરમિંદો થઇ, નીચે જુસામી દ્રષ્ટિ કરી ઉભો રહ્યો તે વારે સ્વારથીઆએ સુમતિને કહ્યું.

સ્વાર્થી— (તુનકુમલાજીઅરવા) એ રાહ.

શેઠ શાને શરમાઓ, છો મિત્ર મારા. ટેક.
જાઓ ખુશીથી ખોટી ના થાશો, મળો પ્રેમીને પ્યારા મળો;
મિત્ર તમારો નહીં કહેનારો, આજે કૃત્ય તમારા;
આપો અંગુઠી જમવા જવું છે, તમે શેઠજી સારા.

સુમતીવિલાસ તરતજ અંગુઠી કાઢી સ્વાર્થીઆના હાથમાં મુકી બોલ્યો.

સુમતિ— ગીતિ.

આ લેને અંગુઠી, આંગળીએ ઘાલીને જા જમવા;
કાંઇ મુખે ના કહેજે, કામ આપણે આદરીએ આવાં.

વીંટી લઇ સ્વાર્થીઓ સુમતિને સલામ કરી બોલ્યો ? શેઠ સાહેબ હું હવે રજા લઉં છું. આપ સાહેબ ભલે ગુણકાના ઘર ભણી પધારો એમ કહી સ્વાર્થીઓ રસ્તે ચાલતો થયો. રસ્તામાં ચાલતો સ્વાર્થીઓ ખુશી થતો મનમાં કહેવા લાગ્યો.

સ્વાર્થી—અહા! આજે તો ઠીના ગ્રહેશ બેઠા, વિંટી આવી છે તે વેચી ખાઇ પી મોઝમઝા ઉડાવીશું. આવા પૈસાદાર લોકના પુત્રને ફોસલાવી પટાવી ખીસ્સા ખાલી ન કરીએ તો આપણું ઉદર તે કેમ ભરાય? આ દુનિયામાં પૈસા પૈસા પૈસા! પૈસા વિના કોઇ પીતરાઇ થવા આવે તેવું નથી. વળી કહ્યું છે કે,—

(પૈસે પૈસે તેરી અજબની) એ રાહ.

જર વિના નર ખર સમ જાણો, કષ્ટે તેની કાયા;
સગા સહોદર મિત્ર માનની ધરે, ન મનથી માયા.
દામ વિના સન્માન મળે નહીં, દામડીવાળાં ડાહ્યાં;
હોય મૂરખ પણ એ સો ઉત્તમ, આ જગમાં ગવાયાં.
મૂરખ જરથી મોટાં મોટાં જર વિણ ખોટાં.
વસુ વિના નર પશુ ગણાયાં, આ જગમાં જે જાયાં,— જર.

માટે ચાલ જીવ જે થયું છે તે ઠીકજ થયું છે, એમ કહી જવા માંડે છે; તેટલામાં રામો અને મોદકીઓ સુમતિને-શોધતા સોધતા ત્યાં આવી પહોંચ્યા, સ્વાર્થીઆ સાથે સુમતિને નહી જોતાં રામો સ્વાર્થીઆનું કાંડુ ઝાલી બોલ્યો.

રામો—અલ્યા સ્વારથીઆ સાચું બોલ-શેઠને કયાં સંતાડ્યા છે. મોદકીઓ પણ તેની જોડેજ બોલ્યો.

મોદકી—સાળા તારી સાથે હતા ને કયાં ગયા? સત્વર બોલ નહીં તો બંબજાવું છું.

સ્વાર્થીઓ—(ક્રોધ કરીને બોલ્યો) સાળાઓ તમારે પારકી શી પંચાત છે. લ્યો આ રૂપીઆ ને થાવ રાજી, ઘણું કરશો તો ઘેર જશો, આ રોફથી બંને જણુ નહીં ડરતાં તેનું કાડુ ઝાલી બોલ્યા.

રામો-મોદકી—સાળા હાલ્ય શેઠ પાંહે, પછી તારી વાત,

એમ કહી બંને જણ સ્વારથીઆને શેઠ પાસે લઈ ગયા.

અહીંઆં સુમતિવિલાસના પ્રેમનો દ્રડ નિશ્ચય જોઇ કામસેના સુમતિ પ્રત્યે કહેવા લાગી.

કામસેના—અહો પ્રાણનાથ! આપ વિના મુને એક પળ પણ અણગતી થઇ પડે છે. આપના સિવાય આજથી હું અંવર પુરૂષ ભ્રાત અને તાત સમાન ગણી ચુકી છું માટે કૃપા કરી હવે પછી આવોજ પ્રિતનો રસ પાથરજો.

સુમતીવિલાસ ગુણકાનો ધાડો પ્રેમ પોતાની ઉપર જોઇ બોલ્યો.

સુમતિ—હે પ્રેમી પ્રીયા? જેમ વાગણ મૃગને ઘેર છે તેવી જ રીતે ત્હેં મને પ્રિતિ પાસમાં ઘેરી લીધો છે, તેમ તારા મંદ મંદ હાસ્યમાં મારૂં મન મોહી રહ્યું છે માટે આ કાળાંતરે આપણે કહી પણ વિખુટા પડવાનો વખત આવશે નહી તે ખચીત માનજે: પરંતુ સાંભળ.

( ગીતી. )

સમય થયો તેથી હું, હાલ જઇશ ઘર માંત પિતા પામે:
કામસેના—ઉપાય કોટી કરશો, નેહ તજીને નાથ શું જવાશે.
સુમતી—આ આવ્યો અલબેલી, આ ઘડીએ જઇ આ મંદર આવું;
કામસેના—નાથ નમેરા થઇને, જરૂર આપને ઘટે નહીં જાવું.

વેસ્યાને સમજાવી તરત સુમતિવિલાસ પોતાના બાપને ઘેર આવ્યો ને છાનોમાનો, શીડી પુંઠે સંતાઇ રહી શેઠ શું બોલે છે, તે એક ચીતે સાંભળવા લાગ્યો.

સદાઈ—અલ્યા રામા, સુમતિભાઇ હજી સુધી ક્યાં ગયો છે, પુછતાં તે વાર વચમાં મોદકીઓ બોલી ઉઠયો!

મોદકી—શેઠ સાહેબ, આ સ્વાર્થીઆ સાથેજ ગુણકાને ઘેર.

તેથી શરીર પણ હીંમત આણી બોલ્યો.

રામો—હા હા શાબ બીની સાથેજ. આ સાંભળી શેઠાણીનો ગુસ્સો હાથ રહ્યો નહીં તે જોસથી બોલી ઉઠયાં.

સેંજલદે—સ્વાર્થીઆ ! મારા પિટયા સાચે સચું બોલ સુમતિ ક્યાં છે ? નહિતો હમણાંજ પોલીસમાં પકડાવું છું. સ્વાર્થીઓ બીક આણી બોલ્યો ?

સ્વાર્થીઓ— (ગીતી)

પડયો પાસમાં પોતે, વાં'છી વેશ્યાની કોરે વળગી;
સેં'જ—કેમ નીશોધ કર્યો ના, રાંડ તાહરી દાઢ કાં ન સળગી.
મોહકી—તારી સોબતમાં સૌ, દેવાદાર થઇ દેવાળે ડુબે;
સેજલ—જા કાળું કર્યું તારૂં.........................
રામો...................કાઢી મુકો ડાં'મ દઈ કુબે.

એમ કહી સ્વાર્થીઆને ધક્કો મારી રામાએ કાઢી મુક્યો અને આ ધમાધમમાં સુમતિવિલાસ લાગ જોઇ શેઠની તીજોરી ફાડી સર્વ ઘરેણું લઇ ગુણકાના ઘર તરફ પસાર થઈ ગયો.

(પ્રથમ પ્રકરણ સમાપ્ત)

---

## પ્રકરણ ૨ જું.

કેટલીક વારે સદાફળ શેઠ ઓરડામાં જઈ જુવે છે તો તીજોરી ઉઘાડેલી માલમ પડી ને અંદર તપાસ કરતાં જુવે તો કાંઇ મળે નહી, તેથી સુમતિવિલાસ ઉપર શક જવાથી શેઠાણીને કંઇ કહેવા લાગ્યા.

સદાફ—પ્રિયા ! આ પુત્રને તે હવે શું કરવું, મારી તીજોરી-

માંથી તમામ ઘરેણું લઇ ગચ્છંતિ કરી ગયો છે તેની દુખધામાં તો મારૂં દીલ અહોનિશ અગ્નિની પેઠે તપ્યા કરે છે.

સેજ—સ્વામીનાથ! હોય! આપણા પ્રારબ્ધનોજ વાંક. પૂર્વે જેવાં ઉપાર્જન કર્યાં છે તેવાંજ ફળ પ્રાપ્ત થવાનાં છે. પ્રથમથી કાંઇ વિચાર્યું નહીં, ને છુટો મુકયો તો પાછળથી પસ્તાવો કરવો તે સર્વ નિર્થક છે. માટે ભાવિભાવ હશે તે બનશે. આ વાત થાય છે તેટલામાં સુમતિવિલાસ અજાણ્યો થઇ, પોતાના માતપિતા આગળ આવી ઉભો રહ્યો. સુમતિવિલાસને અંદર પ્રવેશ કરતાંને વાર શેઠાણી માતૃભાવને લીધે એકદમ બોલી ઉઠયાં.

સેજલદે— (ગીતી.)

ભલે આવ્યો તું ભાઇ, સમજુ થઇને સમજે તો સારૂં;
સદાફળ—ધનથી નારૂ કે કારૂં, વારી ઘડીએ શું કહીએ વારૂં.
સુમ૦—હા હા! જ્યાં જઉં છું, ત્યાંતો જાણજો જરૂરે જવાનો:
મરશો માથું પટકી, તમથી નહી રોકયો રહેવાનો.
સદાફળ—મુકી મર્યાદા ત્હેં નફટ નિવડયો કુળમાં અંગારો;
સુમ૦—આ ચાલ્યો હું મારે, શોધી લાવજો હવે બીજો સારો,

એમ અપમાન કરી તરતજ સુમતિવિલાસ ગુણકાના ઘર તરફ ચાલતો થયો. આ દેખાવથી શેઠાણી અશ્રુપાત કરતાં થાકાં શેઠને કહેવા લાગ્યાં.

સેજલ— (ગીતી)

કેમ કરીશું કહોને, વહી ગયો આ કપુત્ર વંઠેલો;
સદાફળ—દરબારે દોરાવું; છાની રહેને ઉપાય છે છેલો.

એમ કહી તરતજ શેઠ લુગડાં પેહેરી રાજ કચેરીમાં આવ્યા ને છડીદારને બોલાવી કહ્યું,

છડીદાર, મહારાજાને કહે છે, બહાર સદાફળ શેઠ આવેલા છે. તે આપને મળવા રજા માંગે છે, આ સાંભળી છડીદાર તરતજ મહારાજાને આવી કહેવા લાગ્યો.

છડીદાર—મહારાજાને ઘણીખમા ! બહાર સદાફળશેઠ આવેલા છે. તે અંદર આવવાની રજા માગે છે.

શુરસેન—ચોપદાર જા તેમને સત્વર " પ્રવેશ કરાવ. " મહારાજાની રજા છે. એમ કહી ચોપદાર શેઠને રાજકચેરીમાં લઇ ગયો. સદાફળ કચેરીમાં દાખલ થઇ. મહારાજાને નમન કરી દ્વિકરજોડી ઉભા રહ્યા, તે વારે મહારાજા સુરસેને શેઠને કહ્યું—

શુરસેન—અહો શ્રેષ્ઠિ, તમારૂં આજે રાજસભામાં કેમ અવાગમન થયું છે. તે વારે શેઠે નમન કરી જવાબ દીધો.

સદાફળ— (ગીતી)

મહારાજા છે મારી, એક અરજ તે આપ ઉરે ધરશો;
ગુણકાના ઘરમાંથી, પુત્ર અપાવી કૃપા મને કરશો.
મહારાજા એજ મારી અરજ છે.

શુરશેન—જોર જુલમથી જ્યારે, તમે શેઠજી તે લેવા માગો;
વાંક નથી વેશ્યાનો, નફટ નિવડયો તુમ સુત જે નાવો.
વણુઅપરાધી વેશ્યા, કહોને શેઠજી શું તેને કહેવું;
કર્મ કરે તે સહેવું, ન કહી કોને મન સમજી રહેવું.

સદાફળ— (નીરાશ થઇ)

હવે કરૂં શું હાયેરૂ વેશ્યા વમનથી હું નહીં ફાવું;
શુર—ચાલો શેઠ શરમથી, વળી સમજે તો હું પણ સમજાવું.
(તે વારે સચિવ બોલ્યો)

સચિવ—આપ શ્રમ ખિદ લ્યોછો, હજુર હુકમ તો હસ્ત ગ્રહી લાવું;

શુરશેન—જાવ શેઠજી સાથે, અપાવને શું શાણુ સમજાવું.

તેટલામાં વિદુષક રાજકચેરીની વચમાં આવી મહારાજાને કહેવા લાગ્યો.

વિદુ—મહારાજા મા'રી પણ એક અરજ છે ને આપ શ્રવણ કરી શેઠની પેઠે શેવકનાં દુઃખ દુર કરશો તો મોટી મહેરબાની થશે. તે વારે સુરસેનજી બોલ્યો.

શુરશેન—બોલ! વિદુષક તારી શું અરજ છે?

વિદુ—(સાંભળો સાહેબ અજબ તડકા) એ રાહ.

સાંભળો સાહેબ અરજી અમારી, બરની ગોળી વંઠી;
અઘોરી અગીયારસે ઉઠી, જુકો મારે બટી.
દાતણ કર કહેતા તો, આવે લઇ બાવળની સાંઠી;
પીટે આવીને પાછળથી, જાણે નાગણ નાઠી.
કો આવે આંગણ માગણતો, જાણે કરીને કાઝી;
વચનોને વરસાવી મુકે, જાણે કુતરી ખાઝી.
કાચ કુલેડારૂપ કામની, વાંકુ બોલી વઢવું:
ના ફાવે તો ઘરમાં આવી, છેડો વાળી રડવું.
સુરમાથી વસ્તુ ચોરીને, બાળકને બઝુડે;
હું પુછું તો આવા કેહે, જા તું તો કાળે મુંહે.
નાહાવા ધોવાનો નિમ હેવો, રાખ્યો માસે;
મહારાજા ભડકીને મરીએ, જાણે જુંડણ ભાસે.
સુધરીના સરખું છે માથું, જુઓ લીખોનું જોર;
જાણે ઝાડાપરથી પડીયા, આંબા મહામ મો'ર,
વડી ચતુર એથી છે મા'રી, વા'લી વાઘણ વહુ:
એને ઉમમણી બાગોળે, ગરદન મારો સહુ.

આ સાંભળી સર્વ સભા ઉઠવા લાગી બાદ મહારાજાના હુકમથી સભા બરખાસ્ત કરી, રાજ પ્રધાન સદાફળશેઠને લઇ વખતજ કામસેનાને ઘેર આવ્યા. કામસેનાની સખી આ બન્નેને જોતાંજ, બાબરી બની પોતાની સખી કામસેના આગળ જઇ કહેવા લાગી.

કળાવતી—બાઇ સાહેબ! રાજ પ્રધાન, સદાફળ શેઠ સાથે આપણે ઘેર આવે છે, માટે સંભાળીને રહેજો.

કામશેના—સખી તારે જરા પણ ફીકર રાખવી નહીં. હું બનતું ઓસડ સારી રીતે વાટીશ, એમ વારતા કરે છે, તેટલામાં સચિવજી તથા સદાફળે કામસેનાના રંગ મહેલમાં પ્રવેશ કીધો કામસેના સચિવજીને જોતાંજ માન આપી બોલી.

કામશેના—પધારો સચિવજી, આમ દાસી ઉપર આજ કાંઇ કૃપાદષ્ટિ કરી.

સચિવ—હા, કામસેના! આજરોજ તમારૂંજ રાજ તરફથી કામ પડયું છે ને તે હું મહારાજાના હુકમથી તમને નિવેદ કરવા આવેલો છું.

કામશેના—ભલે સચિવજી, સુમતિ સહીત જે કાંઇ કામકાજ હોય તે સુખે ફરમાવીએ. હું મહારાજાનો હુકમ ઉઠાવવા તૈયાર છું.

સચિવ— (ગીતી)

હુકમ હજુરનો હેવો, આપો સુમતિ શેઠ સદાફળને;

કામ૦—છે સુમતિ શિર સાટે, મિન જપે છે જેમ શિક્ષા જળને.

કામશેના— હાવું ન કેસ ઠીક—એ રાહ.

શાને સંતાપો સચિવ, આતો ન કરો ઠીક—ટેક.

પુરણ પ્રિતિ મારી એથી, જાણજાનથી અધિક. શાને૦

શેઠની સીફારસ શું લઇ આવ્યા, બતાવી મહારાજાની બીક. શાને૦
છેલ છબીલો હું નહિ છોડુ ચા'ય ચલાવોને શરીરે આસિક. શાને૦
જોર કરીને જો લેઇ જશો, તોતો મરૂ વહાલા વિના ઘોળી વિખ. શાને૦
પ્રેમી જશે પાછો નહી આવે, શાખ પુરે શેઠની આ છીંક. શાને૦
પાએ પડી પરધાન કહું છું. પ્રીતિજાળની તોડાવો નહિ નિક. શાને૦

સચિવ— (ગીતી)

આ આજ્ઞા ઉત્થાપી, તો પાછળથી પસ્તાવું પડશે;
કામ૦—ભલે ભૂપ દે શૂળી, નક્કી સચિવજી પછી શું તે નડશે;

આ જુવાબ સાંભળતાને વાર શેઠ ઉદાસ થઈ રાજ પ્રધાનને કહેવા લાગ્યા.

સદાફળ—ત્યારે શું! સચિવજી તે નહિ આપે કૃપા કરી થોડી મુદતને સારૂ પરણાવવા અપાવો તો ઘણું સારૂં. પાણી ગ્રહણ કરાવી હું આપનેજ હવાલે કરીશ. શેઠના દીન વચન સુણી સચિવજીએ જુસ્સાથી કામસેન પ્રત્યે કહ્યું.

સચિવ—કેમ કામસેના શું વિચાર કરો તો સત્વર શેઠ પુત્ર પરણાવવાને થોડી મુદત સારૂ શેઠને સોંપો. આ હુકમને તમો માન્ય નહિ કરો તો મહારાજાની કૃપા દષ્ટિ તમારા ઉપરથી એકદમ દુર થશે તે નકી સમજવું.

કામ૦—સચિવજી મહારાજાનો હુકમ હું માથે ચઢાવી, શેઠનો પુત્ર શેઠને સોંપું છું પરંતુ પરણ્યા પછી પાંચ દીવસ પણ પરની પાસે તે ટકશે તો હું આત્મઘાત કરી પ્રાણ આપીશ તે ખચિત માનજો. અને તેનું પ્રાયશ્ચિત તમારા શીર છે, એમ કહી સુમતિવિલાસને રાજપ્રધાન આગળ લાવી હાજર કર્યો. સુમતિવિલાસને હસ્ત ગ્રહી રાજપ્રધાન સદાફળ પ્રત્યે બોલ્યા.

સચીવ— (ગીતી)

શાણા શેઠ સિધાવો, જઇ સુમતિને પ્રીતે પરણાવો:
પ્રેમે પિઠી ચોળી, મંગળ ગીતો ઘરમાં ગવરાવો.

એમ કહી સુમતિને સદાફળ શેઠને હવાલે કીધો; સુમતિને લઇ શેઠ પોતાને ઘેર આવ્યા. ઘરમાં આવતાંજ શેઠાણીએ પુછ્યું !

શેંજલદે—કેમ પ્રાણનાથ ! સિંહ કે શિયાળ ?

સદાફળ—પ્રિયા હું પુત્રને લઇનેજ આવેલો છે, તું કશી વાતની ચીંતા કરીશ નહીં: પરંતુ આપણે જેમ બને તેમ તાકીદે લગ્ન કરી નાંખવાં કેમકે પુત્ર વધુ અહીં આવશે એટલે સુમતિ તેના મોહના ફંદમાં પડશે એટલે વેશ્યાને ત્યાં જવાનુ નામ દેશે નહીં.

શેંજલદે—હા પ્રાણનાથ ! આપનું કહેવું યથાર્થ છે. લ્યો તારે હું તો લગ્નની સામગ્રી તૈયાર કરૂં છું ને તમે લગ્ન જોવડાવી સત્વર વેહવાઇને પત્ર લખો કે તે પણ તૈયાર રહે.

સદાફળ—વારૂ પ્રિયા જેવી તારી ઇચ્છા ! એમ કહી સદાફળ શેઠે વસંતપંચમીનું લગ્ન જોવડાવી સોમદત્ત વેવાઇ ઉપર પત્ર પાઠવ્યો.

હવે કેટલાક દિવસ થયાં લીલાવતીની મા સૌભાગ્યવતીએ સદાફળનો પત્ર નહી આવેલો જાણી પોતાના પતિ સોમદત્ત પ્રત્યે કહેવા લાગી.

સોભાગ્ય—પ્રાણનાથ ! સદાફળ શેઠને તે કાંઇ શરમ હશે કે નહીં ! આજ કાલ કરતાં કેટલા દિવસ વ્યતિત થવા આવ્યા આપણે લગ્ન સંબંધી ત્રણ ચાર પત્ર પાઠવ્યા હશે પરંતુ તેમાંના એક પણ પત્રનો પ્રતિઉત્તર આપતા નથી, હવે તે આપણી લીલાવતીને ક્યાં સુધી મોટી કરીશું ? ઘોડું તો ઘોડારમાં ને દીકરી તો સાસરેજ શોભે.

સોમદત્ત—પ્રિયા ! હું તને કહેવું ભૂલી ગયો, હમણાંજ ટપાલ-વાળો સિપાઇ, સદાફળ શેઠનો પત્ર આપી ગયો. તેમાં લખે છે કે, અમોએ વસંતપંચમીનો વિવાહ આદર્યો છે. માટે તમે પણ તૈયાર રહેજો.

સૌભાગ્ય—ત્યારે હે પ્રાણનાથ ! વસંતપંચમી તો આ નજીક આવે.

સોમદત્ત—હા પ્રિયા ! ને મારા ધારવા પ્રમાણે તો, જાન નીકળી ચુકી હશે. કારણ કે, પત્ર બે દિવસ આપણને અસુરો પહોચ્યો છે.

સૌભાગ્ય—ક્યો ત્યારે હું વળી ઘરનુ કામકાજ સત્વર આટપી લઉ, ને તમે પણ જાનીવાસાની ગોઠવણ તૈયાર કરાવો.

સોમદત્ત—વારૂ પ્રિયા! લે ને હું તો આ જાઉં છું. અને બરોબર તૈયાર કરાવું છું. (એટલામાં વાણોતર દોડતો આવી શેઠને કહ્યું.)

વાણોતર—શેઠ સાહેબ ! ભાગોળે સદાફળ શેઠની જાન આવી પુગી છે.

સોમદત્ત—કાંઈ ફીકર નહીં. આપણે તાકીદ કરી જાનીવાસાનું કામ આટપી લો, હું સગાંવહાલાંને લઇ સામૈયું કરી શેઠને જાની વાસે તેડી લાવું છું. એમ કહી સોમદત્તશેઠ તરતજ સગાવાહાલાને લઇ વાજને ગાજતે ભાગોળે ગયા, ને સદાફળ શેઠને એકઠાક મળી જાનના માણસોએ નીચે પ્રમાણે ગાતા ગાતા સારંગપુર શહેરમાં પ્રવેશ કીધો.

જાનૈયા—( શાકીશસબ એકીલા એ રાહ.)

ચાલો સૌ સાથ, શેઠ સંગાથ,

સામા—ભરવા પકવાનોથી બાથ;

મોહ—વેશ્યા જાણુશે તો તારી છે વાત,
જાનૈયા—વાહ વાહ! છે શેઠ! વાહ! વાહ!
મોહ—લાડુ સમાવિશ ટંકે હું સાત,
રામો—ગુણકા અઘેડીની શી છે વિશાત.
મોહ—ભાઈ જાણુશે તો કાઢશે ભાત,
જાનૈયા—વાહ વાહ! છે શેઠ! વાહ! વાહ!
મોહ—સુમતિની ફજેતી કરવી શું ફોક,
રામો—જેવું હશે તેવું જાણુશે લોક;
આપણે શોક શો મુકે ના પોક.
જાનૈયા—વાહ વાહ! છે શેઠ! વાહ! વાહ!

એમ ગાતા ગાતા સર્વે જણા કેટલીકવારે જાનીવાસે આવી પોહોચ્યા, પછી સોમદત્તે સદાફળને કહ્યું.

સોમદત્ત—શેઠજી લગનનું તો આજેજ મુહુરત છે ને તે સાંજના સાત વાગતા પહેલાં, હસ્તમેળાપ કરવાનો છે માટે તાકીદ રાખજો.

સદાફળ—સોમદત્ત વેવાઈ અમો તૈયાર છીએ તમારી વારે વાર છે. (એટલામાં નાતગોર આવી બુમ પાડી બોલ્યો.)

ગોર—શેઠજી તાકીદ કરો સમય વિતી જાય છે માટે વરને તોરણે કરવાની તૈયારી કરો.

સદાફળ—ગોર મહારાજ! અમો તો તૈયાર છીએ તમો કહો તેટલી વાર.

ગોર—ચાલો ત્યારે શેઠજી વરરાજાને તોરણે લાવવા દો, એમ કહી તરતજ જાનૈયા સાથે ગોર વરને તોરણે લઇ ગયો, ત્યાં બને

તરફનાં બૈરાંઓએ સારી પેઠે વર્ષારૂતુની ઝડીઓ ઉરાડ્યા બાદ, સૌભાગ્યવંતીએ સુમતિવલાસને પુંખી મોહેરામાં લીધો, તેટલામાં ગોરે ચોરી તૈયાર કરી વર કન્યાને ચોરીમાં પધરાવી ગોર મહારાજ વેદ ભણુવા લાગ્યા.

ગોર—વર કન્યા સાવધન! વરની માડી સાવધાન! વરનો બાપ સાવધાન! કન્યા માડી સાવધાન! ત્રાંબા કુંડી સાવધાન! મદનફળ સાવધાન! નાણા કોથળી સાવધાન! નાતગોર સાવધાન! પાણીવર પીસ્તાળીશનો સમય!

બ્રાહ્મણ ૧ લો—સમય વરતે સમય.

( શાર્દૂલવિક્રિડિત છંદ )

આ કન્યા વરનું અખંડ જગત જોડું રહો જીવતું;
કિર્તિલો કર મંડલે રમતાં, સદૈવ દૈવ તું.
શોભાવે સદને સુખાસન સદા, શાંતિ સદા રાખજે;
ભુમંડળ ભવભાર સાર સહિ કિર્તિ સદા સ્થાપજે.

શુભ લગ્ન સાવધાન, ઇત્યાદી બોલી વરકન્યાના યથા વિધિ સહિત લગ્ન કરે છે, ત્યારબાદ સોમદત્ત વેહેવાઇ યથાશક્તિ પ્રમાણે પેહેરામણી કરી વર કન્યા જાનીવાસે વળાવે છે ત્યાં વરને છુટો કરી ધન સોંપ્યું કે, તરતજ લીલાવતીને લઇ, પાસેની મેડી ઉપર જઈ હીંચોળાખાટ પર બેસી, ખુશાલીથી ગીતો ગાની હીંચકા ખાવા લાગી ને વારે ગુણવંતી બોલી.

ગુણ—બેહેન હવે તુંતો જવાનીજ કે?

લીલા—પ્યારી સખી શાણી થઇને શું પુછે છે, આપણી સ્રી જાતિનો ધર્મ શું છે, તે તું સારી પેઠે સમજે છે, તથાપી તું

કેમ પૂછે છે. જ્યાં પતિની છાયા ત્યાંજ આપણી કાયા.

આવો લીલાવતિ જવાબ આપે છે. તેટલામાં દુરથી સુમતિવિલાસને આવતો ગુણવંતીએ અને તેની નણંદે જોયો, તેવીજ ગુણવંતી લીલાવતિને કહેવા લાગી.

**ગુણવંતી**—આણી સખી તું જરાવાર બેસ. હું બહારનીગમ જઈ આ ઘડી આવું છું, જેવી ગુણવંતી ઉઠી કે તુરતજ તેની નણંદ લાલબા બોલી.

**લાલ**—ભાભી હું પાણી પીઇને આવું છું, એમ કહી તે પણ ચાલતી થઇ, જેવી તે ઉઠીને ચાલી કે લીલાવતીએ તેની પુંઠે જવા માંડયું, તેટલામાં તો સુમતિવિલાસ આવી તેનું કાંડું ઝાલી બોલ્યો.

**સુમતી**— (ગીતી)

બેસને શિદ બીહે છે, ચતુર થઈ શું કરે આમ ચાળા;

**લીલા**—મુકો કાંડુ મારૂં, લાલ આવશે ઠાઠ તજો ઠાલા.

**સુમ**—શું શરમાયે શાણી, જાણી તુજને કોઇ નહીં આવે;

**લીલા**—ઓ આવ્યાં મા મારી, ફોગટ ચાળા અહીં નહીં ફાવે.

એમ કહી તરતજ લીલાવતી કાંડુ છોડાવી ચાલતી થઇ.

**સુમ**—(ક્રોધે ભરાઇ બોલ્યો) (ગીતી)

આ નાગણ મા આપે, ફું વાદીના કંઠે વળગાડી;
કામ નહીં છે મા'રે, છોને ગઇ આ વખતે થઇ આડી.

આપણે તો હવે સોગનબંધી વાત છે કે, આ રાંડને ફરીથી બોલાવવી નહીં, એમ વિચાર કરે છે, તેટલામાં તેના પીના સહાફ્જે ધાંટો કાઢયો.

**સહાફેળ**—સુમતિભાઇ કયાં છે, ચાલો ભાઇ જલ્દી જલ્દી, સો

સામી ગાડીમાં બેસી જાઓ આ સાંભળી સુમતિ તરતજ બહાર આવી બોલ્યો.

સુમ—પીતાજી શો હુકમ છે?

સરાફ્ળ—ભાઇ આ રથમાં બેસી જાઓ, એટલે સર્વે ગાડીઓ હાંકવા માંડે, તેટલામાં લીલાવતિને, તેની મા સખીઓ સહીત રથમાં બેસાડવા લાવ્યાં થોડીવાર બૈરાંઓ સામસામી ગીત ગાઇ રહ્યાં પછી લીલાવતીને કહ્યું.

સોભાગ્ય—બે'ન સાસરે જઇ સર્વે સગાંવહાલાં સાથે વિનયથી વર્તજે, તને કાંઇ વધારે કહેવું પડે તેમ નથી, તું ઘણી ડાહી ને સમજુ છું. થોડા દહાડા કેડે હું તને તરત તેડાવી લઇશ. તું કોઇ વાતે ફીકર કરીશ નહીં. એમ કહેતામાં માતૃભાવને લીધે તેની આંખ-માંથી આંસુ ઝરવા લાગ્યાં, તે જોઇ લીલાવતી બોલી.

લીલા—માતુશ્રી આપને આમ કરવું ઘટે નહીં. મારે સાસરે કાંઈ વાતનું દુઃખ નથી, હું જઇને તરત તને પત્રીકા લખીશ, તું કોઇ વાતે દીલગીર થઇશ ના. એમ બંને મા દીકરી મળ્યા પછી બંને વેહેવાઇ વેહેવાણો મળ્યાં, બાદ ખુશાલીના ડંકે વાજતે ગાજતે કોશંબી નગરીએ આવી પોહોચ્યાં.

પ્રકરણ ૨ જું સમાપ્ત.

---

## પ્રકરણ ૩ જું.

સગાં વહાલાં સૌને ઘેર આવ્યા પછી વિદાય કીધા બાદ લીલા-વતીની સાસુ શે'જલદેએ નીંદ્રાદેવીને વશ થવા સારૂ લીલાવતીને કહ્યું.

સેંજલ—વહુજી આ તમારી એકાંત મેડી છે. ત્યાં જઇ આરામ કરો, કારણ કે રસ્તામાં થાકેલાં છો. વળી રાત્રી પણ બહુ ગઇ છે. એમ શીખ દેઇ લીલાવતીને તેની મેડી ઉપર મોકલી, લીલાવતી ઉપર જઇ સુતી ને થોડીવાર થઇ કે રસ્તાના શ્રમથી તરત જ નીંદ્રાદેવીને વશ થઇ ગઇ. કેટલીક વારે સુમતિવિલાસ બહારથી ઘરમાં આવ્યો તેને પણ સેંજલદેએ લીલાવતીની પેઠે બોધ કરી તેની મેડી ઉપર આરામ લેવા મોકલ્યો, સુમતિવિલાસ ઉપર આવ્યો ને જુવે છે તો લીલાવતીને નીંદ્રાદેવીને વશ થએલી જાણી પોતાના મનમાં બોલ્યો.

સુમતી—અરે ! આ લપ વળી ક્વાંથી વળગી. આપણે તો આપણી છે તેજ વહાલી, આને શું ધાડને આપવી છે. વહાલી મારી વરસાદની માફક વાટ જોતી હશે, હું ત્યાં નહીં જાઉં તો ખચીત તેના પ્રાણની હાની થશે. ચાલ આતો ઉંઘી ગઈ છે. ગચ્છતી કરી જાઉં. જાગશે તો વળી ઝોડ વળગશે, એમ કહી લીલાવતીને ઉધ-માંજ મુકી ચાલતો થયો, થોડીવારે નીંદ્રાથી વિરકત થઇ લીલાવતી પોતાના પતીને જોતાં દીઠો નહીં. તેથી બાવરી બની આમ તેમ જોઇ બોલી.

લીલા—અરે પ્રાણનાથ ! તમે ક્યાં છો ! કેમ બોલતા નથી શું ? આતે મજાક સારી ! ના, ના, મારા સોગન સંતાઇ રહ્યા હોતો સત્વર પ્રગટ થાવ મને બીક લાગે છે. મારૂં હૃદય ધડાકા લઇ રહ્યું છે, મેં આપનો શો અપરાધ કર્યો છે, કે આ અર્ધાંગનાનો અનાદર કરી ચાલ્યા જાઓ છો. ( બધે ફરીને જોતાં નહીં મળવાથી ) અરે હાય ! ખરી વાત મારી વેરણ વેશ્યાને ત્યાંજ ગયા હશે, હાય,

હાય, હું સાંભળતી હતી તેજ થયું. હે પ્રભો હવે મારો જન્મારો કેવી રીતે જશે.

( છે આજથી જદુકુળની, રે દશા ફરી—એ રાહ. )

ન બોલ્યા પ્રેમી પ્રાણ, મા'રા મુખથી જરી;
પે'લા સમાગમે સ્વામી, શું ગયા હરી. ન બો૦
વાંક શો આ રંકનો, તે ધ્યાનમાં ધરી;
વા'લા શું વિલોક વેશ્યા, વા'લી વીસરી. ન બો૦
અમૃત પીવા હું આવી, આપની કને;
ખારૂં તે મળે ન નિર, જીવતાં જરી. ન બો૦
વ્યભિચારી અવિચારી, આમ શું થયા;
કંથ કેમ કામનીને, અકૃપા કરી. ન બો૦
આ કર્મની કથા હું કોને જઇ હવે કરૂં;
ઊંડા કુપમાં ઉતારી, દીધી છે મરી. ન બો૦
આપના વિયોગે હવે, અલ્પ ના રહું;
મહિયર જવું છે હવે, ત્યાંથી નિસરી. ન બો૦

માટે ચાલ જીવ હવે રડીને શું કરવું, પ્રાતઃકાળે અહીંયાં પિયાણો તેડાવી સસરાજીને કહી પિયર જવું એ ઉચિત છે, હવે ત્યાં રહીને શું કરવું ? મારા પ્રારબ્ધમા હશે તે થશે, ચાલ જરા આડી થઉં. (સુઇ રહે છે પણ દીલને ચેન નહી પડવાથી પાછી બેઠી થઇ બોલી. )

## ( ગીતી )

કળ નથી કાંઇ પડતી, આભુષણ લાગે છે અંગારા;
સ્મર શત્રુ થઇ મા'રો, અતિ અકળાવે સ્વામી અંગસારા.
વેશ્યા હતી જો વા'લી, તો શીદ પરણ્યા પ્રેમે ધરી પ્યારી;

નિદ્રા નામ ન આવે, હાય પ્રભુ શી ગતિ થશે મારી.

એમ શોચ કરી લીલાવતી તરત નીંદ્રાદેવીને વશ થઇ ગઇ. પ્રાતઃકાળે પોતાના સસરાજીની રજા માગી પોતે માણસને લઇ પોતાના પિયર તરફ ચાલતી થઇ.

ઘણા દીવસ વ્યતીત થયા સુમતિવિલાસ હજુ સુધી આવ્યો નહીં તેમ જાણી કામસેના, પોતાની સખી પ્રતે કહેવા લાગી.

કામસેના— ( ગીતી )

નાથ સખી કેમ નાવ્યા, હજી સુધી આ મંદિરીએ મા'રા;
સ્મર શત્રુ સંતાપે, હજુ પ્રેમે પ્રાણુ રહીત પ્યારા.

( સુમતિવિલાસને આવતો જોઇ તેની સખી બોલી )

કળાવતી—

આમ કરે શું આલી, રજતો ધીરજ ધર આ સુમતિ આવ્યા;
ભરજોબન લે ભેટી, ભામની તારા મન વીષે ભાવ્યા.

કામસે— ( સુમતીનો હાથ ઝાલી બોલી )

( અહો પ્રાણુપ્યારો દુભાવો ન દારા ) એ રાહ.

ભલે આજ ભેટયા; ભરથાર ભાવે;
ભરથાર ભાવે ભરથાર ભાવે—ભાવે—ભાવે—ભલે.
મોહન સુજને મે'લી ગયા પણ;
નીંદરડી નામ નહી આવે—આવે—આવે—ભલે.
ભરથાર ભાવે ભરથાર ભાવે—ભાવે—ભાવે—ભલે.
શયનભુવન સૌ સુનાં આ લાગે,
ફુલની ચાદરો નહીં ફાવે—ફાવે—ફાવે—ભલે.
ધીરજ ધારી ઝરૂખે જોની,
ચાતૃક ચંદ્ર જેમ ચા'વે—ચા'વે—ચા'વે—ભલે.

આપ પધારી, કીધી ઉપગારી,
આનંદ ઉર નહીં ભાવે—ભાવે—ભાવે—ભલે૦
દુજે જવાનું નામ ન દેશો,
જાવ તો જરૂર જીવ જાવે—જાવે—જાવે—ભલે૦
સુમ—( જરા મારૂં કહ્યું બેની માન ) એ રાહ.
પ્યારી તને તજું તે હું કેમ— ટેક૦
મોહ તજુ મનમાં, એકલી ભૂવનમાં;
મૂકી આવ્યો પર્ણી મારી, હૈયામાં હીમ્મત ધારી;
પ્રેમી આવ્યો તારી પાસે, થવાનું હશે તે થાશે;
મિન જેવું જુદું પડે, જાળધીથી જેમ. પ્યારી૦
પીતાજીના પાપે ગયો, પરણીને જરા ના રહ્યો;
શત્રુના સમાન લાગે, વેણુ એના બાણુ વાગે૦
ભોગ એના શોગ શાનો, મને લાગ્યો તારો તાને;
જેવી આવી હીઆ, પાછી જશે તેવી તેમ. પ્યારી૦

કામ—ધન્ય છે ! પ્રાણુપતી આપને તો હાવુંજ ઘટે છે. પ્રિત કરી તો કરી જાણુવી, નહી તો કરવી નહીં. એમ કહી બન્ને જણા સુખમાં દીવસ નીર્ગમન કરવા લાગ્યાં.

અહીંઆં લીલાવતી પોતાના પીયર આવી માતપીતાને મળી. પોતાની સખી ગુણુવંતી સાથે પોતાના બાગમાં જઇ વિશ્રાંતી લેવા એક ચંપાના ઝાડ નીચે બેઠી, તે વારે ગુણુવંતીએ લીલાવતીને ઉદાસ થયેલી જોઇ, સાસરેથી આવવાનું પ્રયોજન પૂછ્યું.

ગુણુ— ( ગીતી )

બોલ લીલાવતી બેની, સોચ થયો શું તુજને સાસરીએ;
દશ દીવસમાં આવી, કેમ તું માને મળવા મહીયરીએ.

લીલા—(સખીથી છાનું નહીં રાખતાં લીલાવતી બોલી)

( મેરા ગમકા તરાના સુનીએ રીશાના ) એ રાગ.

સખી શું રહું મારૂં, ભાગ્ય નઠારૂં, કે'ને કરૂં હવે કેમ;
નથી સાસરે સારૂં, સુખ ન ધારૂં, ભાગ્ય નઠારૂં. કેને૦
વેશ્યાને વાલો, વાલમ વાલી, તજી ગયો તતકાળ;
વાત કરી નથી, મેં વર સાથે, લંપટ વેશ્યાના લાલ;
વળો અર્ધીએ વારૂં વેશ્યા ત્યાં ધારૂં, ભાગ્ય નઠારૂં. કેને૦
રડી રડી દીન દસ રહી પણ, ન આવ્યા મંદીર માંહ્ય;
પિયાણો તેડાવીને પીયર આવી, થાકીને એની આંહ્ય;
માત તાત ન મારૂં, જાણે તો સારૂં, ભાગ્ય નઠારૂં કેને૦

આ કહેતાને વાર લીલાવતી મૂર્છા ખાઇ ગઇ, તેને સાવધ કરી તેની સખી બોલી.

ગુણ— ( ગીતી )

શું બોલે તું બાળા, છેલ છબીલી રડ ન રહે છાની;
હાય હવે શું કરવું, દુરવ્યસની મળીઓ છે દીલજાની.
મારાસમ લે માની ખમા તને ખાલી શું ખેદ કરે;
રડી રડી થઇ રાતી, ચક્ષો શાને નયણે નિર ભરે.
વિપત્તિઓ સૌ વાલી, ધીરજ ધારી સે'વું સમભાવે;
દીન દશાનું ચક્ર, મનુષ્ય માત્રને શિર ફરવું આવે.

માટે ઓ મારી પ્યારી બહેન, પરમાત્માનું સમરણ કરી હાલ અહીંયાં સુખમાં દીવસ નીર્ગમન કરો, તારા સુભાગ્યનો દીવસ આવશે એટલે તારો સ્વામી તેની મેળેજ સારો થશે.

લીલા—( સુઘડ નર શયન કર્યું કેમ રાન ) એ રાહ

સખી હું ભુલી શરીરનું ભાન, માન કહ્યું ભરી કાન. સ૦

અલગણુ પાની બની અજાણ્યું, ઢોળ્યું ન ધરી કાંઇ ધ્યાન. સ૦
ધરમાદાનું ધન લઇ લીધું, મુનિવરનું અપમાન. સ૦
વાળી તળાવની પાળો તોડી, જંગલે લુંટી હશે જાન. સ૦
કુડી સાખ પુરી સરકારે, ભરડયાં સજીવન ધાન. સ૦
ધાવતાં બાળ વિછોડીઆને, રઝળાવ્યાં કાંઇ રાન, સ૦
પાપ પૂરવનાં આવી મળ્યાં આ, નિરગુણી કંથ નાદાન. સ૦

આમ વાત કરે છે તેટલામાં લીલાવતીની મા સોભાગ્યવતીને આવતી જોઇ ગુણવંતી બોલી.

ગુણ— ( ગીતી )

આણીગમ આવોને, કાકી કહું શું તમને આજ;
લીલાવતી બેનીને પુછો ઉદાશી આજ છે શા કાજ.

સોભાગ્ય—( તેરી માનીંદ આલમમેં ) એ રાહ

દીસો દીલગીર દીલે શાની, બોલો લીલાવતી બેની:
પડયું કષ્ટ છે કાંઇ, થયું મુખ મ્લાન મુંઝાઇ.
શાણી કહે તું શરમ શાની, દીવાનો છે શુ દીલજાની;
આવી આમ અકળાઇ, દાખો એ સુખ દુ:ખદાઇ.
સાસુ નણુજી શું સંતાપે, ખાવા પીવા શું ના આપે;
ખરી વાતો અહીં બોલે, જુઠું તું જરી ના બોલે.

ગુણ— ( ગીતી )

સુણુ માતા તુ મારી, મુજ વાલમ છે વેશ્યાનો ચારી;
આવે ન મંદીર મારે, દસ દીવસ મેં કાઢયા દુખીયારી.

સોભાગ્ય—( ધીરજ દઇ છાતી સાથે ચાંપી )

(ચક્ષ ન કરે ભલે) એ રાહ.

ફીકર પરહરી, રહો ડાહી દીકરી—ટેક.

પિઉ તારો પાંસરો નથી, ઉપાય હાલ નહીં કહું કથી;
થાશે તે ઠીક, ધર ન બીક, નયણે નીર ભરી, રહો૦
પુત્ર સમાન પ્રેમ રાખશું, વાલી સૌ આ મનમાં વશું;
શ્રી જીનરાજ આતમકાજ, ધ્યાનમાં લે ધરી. રહો૦

માટે ચાલ બેન જમી લે રસોઇ ટાઢી થઈ જશે.

લીલા—માજી પધારો હું આપની પુંઠેજ આવુંછું. એમ કહી તેની માને વિદાય કીધી. બાદ ગુણવંતીને કહેવા લાગી.

(ગીતી)

સુણ સાહેલી મારી, વરવિણ શાથી જન્મારો જાશે;
ગુણ—પતિવ્રતા તું પ્યારી, તે પ્રભાવે સદા સુખી થાશે.

માટે ચાલ બહેન જમી લે, તારી માતૃશ્રી વાટ જોઇ બેશી રહ્યા હશે, એમ કહી ગુણવંતી લીલાવતીને લઇ ભોજનશાળામાં ગઈ અને પછીના દીવસ લીલાવતી ત્યાંજ નીર્ગમન કરવા લાગી.

એમ કરતાં કેટલોએક કાળ વ્યતિત થયો જાણી. સદાફળ શેઠ પોતાની સ્રી સેંજલદેને કહેવા લાગ્યા.

સદાફળ—કેમ પ્રીયા હવે પુત્રવધુને, આણુ કરવા મોકલીશું કે નહીં ?

સેંજલ—દસરાએ જઇ પાછા આવ્યા તો દીવાળીએ તો કરવું ?

સદાફળ—પ્રિયા ! આપણે મન તો દસરા ને દીવાળી સદા હોળી જેવુંજ છે, મારીને દીકરાએ તો દુનિઆ પાર કરી નાખ્યા છે, માણુસ મોકલે પણ વહુનો બાપ વહુને મોકલે તેમ જણાતું નથી કારણ કે, પુત્રના લક્ષણ પારણામાંથી જાણે છે.

સેજલદે—ત્યારે પ્રાણનાથ ! આપ પોતે પધારો, ગયા વગર ચાલે તેમ છે ! ગાડી ઘરમાં તૈયાર છે. વાટ કોની જોવી છે !

સદાફળ—( તૈયાર થઇ ) ( દીલદારી કીનનીરે ) એ રાહ

સુણ પ્યારી મા'રીરે, એરે હું જઉછું;
ત્યાં જઇને ધિર દઇને, બહુ કહીને વહુને લાવું:
પણ લાચારી ધારીરે. સુણ પ્યારી૦
ઘડપણમાં હું મન ગભરાવું, પણ લોકીક લાજે ત્યાં જાવું;
રડવડતા લડથડતા, પડતાં જઇએ પ્યારી હારી—સુણ પ્યારી૦

એમ કહી સદાફળ શેઠ લીલાવતીના પીયેર સારંગપુર શહેરમાં આવ્યા, ત્યાં આગળ લીલાવતી પોતાની સખી ગુણવંતી સાથે પોતાના દુ:ખની વાત કરતી હતી ને તેના માત પિતા બંને જણ બહાર ઉભાં હતાં. તેઓએ સદાફળ શેઠને જોતાંજ અજાણ્યા થઈ બોલ્યાં.

શામ-સોભાગ્ય—

( જય જયવંતા, શ્રી અરીવંતા તુહી ભગવંતા ) એ રાહ
કો'ને શેઠજી કયાંથી આવ્યા ને કયાં જાશો શું છે કામ;

સદા-લીલાવતીના આણે આવ્યો, વદો અજાણ્યા થઈ શું આમ.
લીલાવતીનો સસરો હુંછું શેઠ સદાફળ મારૂં નામ;

ગુણ-હા ! હા ! ડહાપણ જાણ્યું સરવે શેઠ તમારે શું છે કામ.
શામ—નથી લીલાવતી વાટમાં પડી,
શોભ—વીસારી શું તમ શેઠજી વઢી.

ગુણુ—તજાણ્યો નેહશું, એ નાથને નઠી;
સધાવો શેઠજી.

લીલા—ના, ના, કહેશો તમે તમામ. કો'નેo

લીલાવતીના ડાહ્યા બોલ સાંભળીને શેઠને જરા હીમ્મત આવી તેથી લીલાવતીને કહ્યું.

સદા— (ગીતી.)

સુકુળવધુ સમજીને, જો આવો સાસરીએ તો સારૂં;
કાંઇક ઉપાય કરેથી, મેળવશો નીજ નાથ વહુ વારૂં.

આવાં સસરાનાં વચન સાંભળી લીલાવતીએ પોતાના માત પિતાને કહ્યું.

લીલાવતી— (ગીતી.)

માતપિતા શીખ દ્યોને, જાવું સાસરે સસરાજી સાથે;
કંથ મેળવું કોડે, આશિષ દ્યોને શિરપર હાથે.

સોમ-સોભા—(પુત્રીના મનની વાત જાણી.)

જાવ સધાવો શાણી, સાસરીએ જઇને સુખમાં રહેજો;
મનવાંચ્છિત ફળ ફળજો, લલીત વચનથી સહુ રીઝવી લેજો.

એમ કહી, શીખામણ આપી, સાસરવાસો કરી લીલાવતીને જવાની આજ્ઞા આપી, તેવારે તેની સખી ગુણવંતી બોલી.

ગુણુ—ત્યારે શું! બેહેન તું જવાનીજ કે!

લીલા—હા બેહેન! મારા ઉપર તારો પ્રીતિભાવ છે. તેવો સદા રાખજે, અને આ મારા વૃદ્ધ માતાપિતાની સંભાળ રાખજે. હું તો હવે જાઉં છું.

ગુણ—બ્હેન તારા માત પીતાની જરા પણ ચિંતા ધરીશ નહીં, તું તારે સુખે સીધાવ, પછી માત પીતાની રજા લઇ લીલાવતી પોતાના સસરા સાથે સાસરે આવી.

પ્રકરણ ૩ જું સમાપ્ત.

---

## પ્રકરણ ૪ થું.

લીલા—

( પોતાના એકાંત ઓરડામાં [સ્વાગત] )

હે પરમાત્મા ! હવે શું કરવું, જો મારા પતિને યુક્તી કરી, અહીં નહીં લાવું તો મારો જન્મારો સર્વ વ્યર્થ જશે, માટે ચાલ સસરાજીને કહી દુઝણી મહીષીઓ મંગાવી, અજબ આહેરણી બની વેશ્યા વાઘણની સાથે નાગણ થઇ, વેર વાળી; ભરથારને ભોળવી અહીંઆં લાવું તોજ હું ખરી (તેટલામાં સદાફળ, સેંજલદે. લાલબા વિગેરે ત્યાં આવે છે.)

સદા—કેમ વહુજી શો વિચાર કરો છો !

લીલા— (ગીતિ)

સાસુજી સસરાજી, સુણો યુક્તી શોધી છે સારી;
મહીષીઓ મંગાવો, મનમોહન લાવું થઇ મૈયારી.

સદા—મહીષીયો છે ઝાઝી, અન્ય કહો તે પણ અહીંઆં લાવું;
લંપટને લપટાવી, ઝટપટ લાવો તો ભાવે ખાવું.

લીલા—કહો નંણુદીને હેવું, ગુણિકાનું ઘર બે'ની બતલાવે:

સે'જ—લાલ તું જાને જોડે, દુરથી સુમતી દેખાડી આવે.

(જાય છે)

લાલ—

( ગણીકાના મેહેલ નીચે આવી લીલાવતીને કહેવા લાગી.)

( બંધ કીલો બાપુ છે શું કામ ) એ રાહ,

ભાભી ઉભા રહ્યા મારા ભ્રાત, ( ૨ )

જુવો પેલા ઝરૂખેરે, ભાભી ઉભા રહ્યા મારા ભ્રાત. ટેક.

દાતણ પાણી કોડે કરેછે, પાસે કુલટા કમજાત. જુઓ.

જાઓને ભાભી થાઓ તૈયારી, લાવો ભોળવી ભલીભાત. જુઓ.

ઉપાય કળથી એવો કરોરે, વેશ્યા જાણે નહીં વાત. જુઓ.

જગ લાડીને જાણ થાશે તો, કરશે અતિ ઉત્પાત. જુઓ.

લીલા—(સ્વગત) ( પદ્મણી નીરખીરે ) એ રાહ.

આખા અંગમારે, વાપ્યો અનળ અનંત-- આખા૦

સુંદર મનોહર મુરત દેખી, દીલકું હરખેરી;

વાણી શાણી સુણતાં ચઢીયું, ચરખેડી;

ચમક ચમક ચમકે ઘણું. ભાલ તીલક જેમ ભાણુ;

ભ્રમર ધનુષ્યમય સ્થિર થઇ, માર્યું મોહનું બાણ-- આખા૦

નિરમળ નયન નચાવે, વેશ્યા વા'લી રંગેરી;

કામ કળામાં એ સૌ. રાખે રંગેરી:

ભાગ્યવંત જે ભામની, મળશે આ ભરથાર;

હું અભાગણી કરફીહી, આવે કામ અવતાર. આખા૦

નખ શિખ નીરખી જોતાં દીસે ડહાપણ દરીઓરે:

વેશ્યા યારી અવગુણુ એ છે એમાં ભરીઓરી,
મહીયારી વેશે ત્યાં જઇ, કબજ કરૂં હું કંથ:
જાંવું હવે જાણે નહીં હસ્ત ગૃહી પકું પંથ.

(જાય છે)

**લીલા**—( એમ વિચાર કરી " લીલાવતી " મહીયારીનો સ્વાંગ ધારણ કરી માથે મટુકી મુકી કામસેના ગણિકાના મેહેલ નીચે. નીચે પ્રમાણે બોલવા લાગી. )

**લીલા**—( મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો ) એ રાહ.

મીઠડું ગોરસ લ્યો ગોરસ લ્યો,
છે સૌને એ સુખકારીરે—મીઠડું.
લ્યો નગરીના નર નારીરે—મીઠડું.

( આ પ્રમાણે "લીલાવતી"ને બોલતી "સુમતીવિલાસે" ઝરૂખેથી જોઇ, તેવોજ અત્યત મોહ પામી મનમાં કહેવા લાગ્યો ?

**સુમતી**—( ભરવાડન જોઇ સ્વગત ) અરે આતે મહીયારી કે ઈંદ્રની ઉર્વશી, આતે રંભા કે મેનકા, આહા ! શું એનું સ્વરૂપ, આના આગળ મારી કામસેના તો કુબજા સરખીજ માલમ પડે છે શું એની ચાલ, જાણે ઘુમતો ગજજ ના હોય એણીનું વદન તો જાણે પુર્ણીમાનો ચાંદજ ના ખીલ્યો હોય, એની વાણી તો કહેવુંજ શું ? જાણે આંબા ડાળે કોયલજ ટૌકી. આહા ! ધન્યભાગ્ય આવી સ્ત્રીઓનો ઉપયોગ કરનાર ઉત્તમ પુરૂષોને ! મારા જેવા મુજીને તો આવું ફળ કયાંથીજ પ્રાપ્ત થાય, માટે ચાલ નીચે જઇ મહી મસે બોલાવી જરા મજા તો ચાખી લઊં.

**સુમતી**—નિચે આવી મહીયારીનો કર પકડી કહેવા લાગ્યો:

—સુનો શાહ. એ બાત હમારી—એ રાહ.

મા'રે મહી લેવું મૈયારી, આપો મટકી ઉતારી;
વદો મહીનું મુલ વિચારી. તમે આજ–મમ–કાજ–ટેક.
આહેરણી અહીંયાં આવોરે, મુજ મન વિશે બહુ ભાવોરે;
આખું પછી ભાવ જણાવુંરે, મા'રે લેવું મૈયારી;
આપો મટકી ઉતારી. વદો મહીનું મુલ વિચારી. તમે.
( તે વારે લીલાવતી હાવ ભાવના કટાક્ષે કેવી બોલી )

લીલા—ગીરધારીરે વાત કહું તે વિચારો—એ રાહ.

મનમોહનરે, મહીનું મુલ બતાવુ શાને તુમથી શરમાવું;
અવનિમાંરે નહિ મળશે આવું, શાણા હું શું સમજાવું.

(ઝુલ)

મહી રોજનું રોજ મીલાવું, ગુણ મહીના શેઠ શું ગાવુ;
લ્યોને ઘરમાં હું લાવું. હું અમથીરે. તમથી ખોટી થાવું. શાને
સુમ–મા'રા સમરે હમણાં ઉભી રહેને, હું વાત પુંછું તે કહેને,
ભ્રકુટીથારે, જો તું ઝાંખે જેને, બે ભાન કરે તું તેને.

(ઝુલ)

કહો નાત ને જાત તમારી, વળી નામ વદો નિજ નારી;
શું શેહેર કીએ વસનારી, કેવોછેરે કંથનુ નામતુ દેને. હું વાત

લીલા–મનમોહનરે હું જાતે મૈયારી, છું રાજનગર રહેનારી;
હતુઓછેરે મુજ વા'લમ વીહારી, મમ નામ સોહાગણ સારી,

(ઝુલ)

તમો દીસો વણીક બ્યાપારી શું! વાત ઘણી થવા ધારી;
માટે પુછી જાત અમારી. પણ હમણારે હું નર કુની નારી.

સુમ—છબીલીરે, અનંગ અતિ અકળાવે, સુણી મરમ વચન સુખ નાવે;
લીલા—ગરજુ જનરે,ગુણુ પોતાના ગાવે, ફોગટ અહીંયાં નહીં ફાવે.

( ઝુલ )

આઘા રહોને અલબેલા, શું ગતી થઇગઇ થયા ઘેલા;
વાલાજી લ્યો મહી વે'લા. હું જઉંછુંરે કોઇક હમણાં આવે. ફોગ૦
સુમ—તું બોલ રે, વાત જવાની જ્યારે, ચિત્તડું ચમકાવે ત્યારે;
લીલા—હું ખોટીને જો થાઉં અત્યારે, મા'રો ધણી મુજને મારે

( ઝુલ )

મારે મારગ મુકો માની, નહીં વાત રહે આ છાની;
વેશ્યાએ વાત જો જાણી, તો તમનેરે તડુકો કરશે લારે. મારો૦
સુમ—શું કરશેરે ગુણકા રંડા ઘેલી, દે ઘુંઘટનો પટ મેલી;
દહી દુધનુંરે, મુલ કહો મન મેલી, કહું વાર ઝમીલી છેલી,

( ઝુલ )

યોવન વન ખીલ્યું તારૂં, એથી મન મોહ્યું મા'રૂં;
હવે વિલંબ કરે શા સારૂં, મુજ માનીરે—યાતુ વાલી. દે ઘું૦
લીલા—પ્રિતમજીરે ધ્યાન તમારૂં ધરીએ, દેખે દુરીજનતો ડરીએ;
ઉત્તમ આગેર, શું મહીનું મુલ કરીએ, જાવાદો લાજ ન જરીએ,

( ઝુલ )

મુકો આંખ્યોના અણુસારા, સૌ જાણ્યા વિચાર તમારા;
શાને પુંઠે પડ્યાછો મા'રા, અળગા રહોને—ઠામ લહી આ ઠરીએ. દેખે૦
સુમતી—(દેખી તેરી વફાદારી) એ રાહ
મૈયારી મોહનગારી, કેને વાત મને નારી મૈયારી૦
અરે હાં, રે હાં, રે હાં, રે હાં.......................... મૈયારી૦

તુ ગમારથી ઘરબાર, કરી શો વિચાર વહે સૌ ભાર,
ઉભીઆ આવતા........................................રી—મૈયા•
વળી તુ ચંચળચિત્ત ચોર ઘણી મળ્યો ઢોર, ચાલે ત્યાં શું જોર,
વહોને..................................................રી—મૈયા•

લીલા— (સુંદર)

નહીં વાત વદો ન્યારી, લાગે પરની બહુ પ્યારી.
અરે હાં, રે હાં, રે હાં, રે હાં..........................રી—નહીં•
છાની જોતા નથી નીજ છાપ, મુકી માપ, જપો હરી જાપ;
વા'લાંને વિસા..........................................રી—નહીં•
આ કુલટા છે કમજાત, ભુંડણુની ભાત, તેનાથી વાત,
વદો શું વિચા...... ... ... .........રી—નહીં•
તમે ઉત્તમકુળ અવતાર, ગણિકાથી ઘરબાર કરીને શો વિચાર,
રહ્યા છો વિહા... ... ... ... ...રી—નહીં•

( ગીતી )

સુમ—ગુણવંતી ગણિકા છે, દુબળી નારીએ દેખીને ડરીએ;
લીલા—લાલ તમાચો મારી, લાલ મુખડુ રાખીને ફરીએ.
સુમ—મહીનું મુલ બતાવો, બોલ્યા વિણુ કહો શી રીતે બનશે;
લીલા—મહોર દીઓ મટકીની, એ વિણુ મોહન નહીં મળશે.
એમ નહીં તો આવો, મોહન મા'રા ઘેર;
મહી માખણુ ખુબ ખાશો, હું રાખીશ તમને રૂડી પેર.
સુમ—મુલ બરાબર બોલો, નાહક આહક શીદને ચમકાવો;
અઘટિત આ ન અડાવો, સત્ય વિચાર સહુણી સમજાવો.
લીલા—આજ થકી નહીં આવું, આમ કરોના વેસ્યા વહેમાશે;

મુદ્દા પાલવ મા'રા એ આવી જુંડણુ મુજને ભાસે.
ન્યાત જાતનો બોજો, કહોને શેઠજી શી રીતે સહેવો;
હનુઓ જો જાણે તો, લઇ આડુને ફરી વળે હેવો.
દહી દુધનું શું દાખો, અર્પણુ તમને અંગ કર્યું આખું;
ખાઓ પીઓ ખુબ ખેલો, રોજ હવે હું મુજ મંદીર રાખું.

( આ બધી ચેષ્ટા જોઇ, કામસેના ઝરૂખેથી નીચે આવી, લીલાવતીને ક્રોધ કરી ધીક્કારી કહેવા લાગી )

કામ— ક્ષત્રીકલંક કેમ લેશોરે—એ રાહ.

મોત આવ્યું છે, મહીયારી તારૂં આજ–ઠગારી ઠગવા શું આવીરે-ટેક

કળા કેળવીને આવી શાને કાજ. ઠગારી૦
જોયો ઝરૂખેથી તારો બધો તાલ. ઠગારી૦
છળ કપટથી આવી છે છીનાળ; ઠગારી૦
સિંહભક્ષ લેવા આવી તું શિયાળ. ઠગારી૦
આ તો માટી હશે ખુટયો તારો કાળ. ઠગારી૦
ભુંડી રાંડ રબારીની કમજાત. ઠગારી૦
લેને મટકી ઉપાડી મારૂં લાત. ઠગારી૦
માગે તું શું મટકીની અલી ભોર. ઠગારી૦
ચાલી જાને દીસે તું તો ચોર ઠગારી૦
હવે આવી છે જો તું મારે આ વાસ. ઠગારી૦
નક્કી જાણજે કરીશ તારો નાશ. ઠગારી૦

લીલા— ( પૂર જુસ્સાથી ) ( સદર )

અલી કોણુ તું કહેનારી કમજાત–ફરંદી ફટ ફટ તુનેરે.
કોની પુત્રી તું બતાવ્ય તારો તાત. ફરંદી૦

ચાંડ રાખ્યું નહીં તેં ધણીનું ધામ, ફરંદી૦
માત તાત કુળ કુળાવ્યું તમામ. ફરંદી૦
રાંડ રોકે શું તારી વિખ્યાત. ફરંદી૦
રોજ આવી રમું રંગે ભલીભાત ફરંદી૦
વેશ્યા સંગી નર પછીથી પસ્તાય. ફરંદી૦
તે તો જાહેર છે આખા જગ માંહ્ય. ફરંદી૦
આવું મેહેતાજી પાસે હું માશોક. ફરંદી૦
માટી મા'રા એ છે મારૂપ મોટી પોક. ફરંદી૦
તારા બાપની મારે થી ઓશીઆળ. ફરંદી૦
જીઠું મુક્યું આજ ખુટગો તારો કાળ. ફરંદી૦
મારૂ ફોડી ફેંકી દેજે હૈયા ફુટ, ફરંદી૦
હું તો આવીશ હવે તું માથું કુટ. ફરંદી૦
અમથી અભાગ્યણી કરે હંકાર. ફરંદી૦
દગાખોર નથી તુથી ડરનાર. ફરંદી૦

( એમ કહી સામા સામી લઢી પડે છે, તેથી સુમતિવિલાસ વચમાં આવી બંનેને જુદી કરી કામસેના પ્રત્યે રીસ કરી કહે છે. )

સુમતી— ( ન બોલ તારા તારા ) એ રાહ.

ન બોલ કામસેના. (૨) હું પોપટ એ મેના;
મળ્યા જીવ એના, વિખુટા પડે ના પડી તેના. ન બોલ

જુદા હતા જીવ જેના, આવી મળ્યા બહુ એના;
હવે તો વળે ના, અમે તું બળે ના, પગે પડી તેના. ન બોલ
વચમાં આવી તું વઢી છે નફટ કે નાદાન તું;

નીચામાં નિની નિર્લજ નારી વેશ્યા છે હેવાન તું. ન બોલ.
નક્કી માર ખાઇશ તું, સલુણી તારૂં નહીંજ સાંખે;
જ્ઞાનીમાની જા કહ્યું, જુંડી આ કહેવું માન તું કામસેના. ન બોલ.
કામસેના—( સુમતિ પ્રત્યે ક્રોધથી ) ગીતી
આમ લઇ ઉપરાણું, ધણી થઇશું મુજને ધમકાવો;
સુમ—રંગમાં ભંગ કર્યો તેં, ખચિત તારે માર શું ખાવો.
કામ—મહીઆરી મુખ દેખી, બાર વરસની પ્રિતિ પલટાવી;
નંદના ફંદની રીતી, શરમ તજી જુઓ આ જણાવી.
સુમ—આ મહીયારી આવે, ક્રોડ દીવાળી મુજ મંદીર દીસે;
તું વેસ્યા વસ્તીમાં, ખાખ બળાથી રાખ ભરી દીસે;
કામસેના—(સુમતિની દરકાર નહીં રાખતાં.)
ધિક્ક ધિક્ક ધિક્ક શેઠ વેણુ શું સુણાવો;
સ્નાન સુતક શું મારે, જાવો બની બાવો. ધિક્ક
ધન માલ ધુત્તિ સારૂં, જણાવો છો જુતી મારૂં,
વા ખાતી તો કરી વારૂં. કહોને શું કહાવો- ધિક્ક
ના કેહેતાં; ઘાલો નિત્તે આ રંડા રૂડી રીતે;
વણીકની પ્રીતે વિતે, જગ આ જણાવો. ધિક્ક
આજથી કરો અઠીકું, મહીયારીમાં દીઠું દીઠું,
બાંધો પ્રીતિનું ત્યાં પીઠું શેઠજી સીધાવો. ધિક્ક
નફ્ટ થઇ ના આવો, જાઓને શું મોં બતાવો
ખરે ખાલી ધપ્પા ખાવો, લાજ નહીં લાવો. ધિક્ક
(આમ ધિક્કાર આપી કામસેના તુરત પોતાના મેહેલમાં ચાલી ગઇ. આ લાગ જોઈ લીલાવતીએ સુમતિને ઉશ્કેરવા સુમતી પ્રત્યે કહ્યું.)

લીલાવતી—( સાંભળો શું બોલો તમારા રાણી. ) એ રાહ.

સાંભળો શું સ્વામી વચન આ. ( ૩ ). ટેક.
ચતુર જુઓ શું અહીંથી ચાલો, મુજ મંદિરે મોહન મા'લો;
પ્રેમે પ્રિયાને પ્રિતમ પાળો, ચાલો મા'લો. પાળો, વચ૦ સાં૦
એ રંડાનું મુખ ન જોવું, વેશ્યા જુવનને શેક શું રોવું :
ખાલી જુંડણુથી જુખણુ ખોવું, જોવું રોવું ખોવું વચ૦ સાં૦
પુઠે પુંઠે પ્રેમી પધારો, આંહી એકાંતે વાસ હમારો:
શેઠજી મા'રી વીનતી સ્વીકારો, ધારો, મારો કારો. વચ૦ સાં૦

( એમ કહી લીલાવતી " સુમતીવિલાસ "નો હસ્તગ્રહી પોતાના ઘર તરફ ચાલતી થઇ. આ બનાવ જોઇ કામસેના ગુણિકા પોતાની સખી કળાવતી સાથે સુમતીનો વીરહ થવાથી મહેલની બારીએ બેસી છેડોવાળી રડવા બેઠી. )

કામસેના—( કરમની છે ગતી ન્યારી )

સખી આ શી દશા! મારી, પડયું છે કષ્ટ કારી. ટેક.
સુમતીની સોબત કરી, રાખ્યો પ્રીતે પાસ:
મહીયારી મોહે ગયો, પાડી તેમાં ત્રાસ;
હરી ગઈ ધન ધુતારી, ખરે બહુ કીધી ખુવારી. સખી૦
સાડાબાર વરસની, પ્રીતી તોડી તેહ:
છાનો છટકી ગયો, છીનાળથી દઇ છેહ;
વણીક નવ જાત વિચારી, કરી મેં હાય શું મારી. સખી૦
ક્રોધે બોલી કારમું, રીસ ન રાખી રંચ;
જાણ્યો નહીં મેં પ્રથમથી, સૌ એનો પરપંચ,

હવે હું તો રહી હારી, મરૂં પી ઝેરની ઝારી. સખી૰

ખજાનો ખાલી કર્યો, દઇ મટકીનો મો'ર;
જાણું પણ ઝાઝી બહુ, ત્યાં શું ચાલે જોર;
નથી પાસે રહી પ્યારી, ફુટી બદામ તો સારી. સખી૰

પર પુરૂષ પ્રેમદા, રાખી કરશે રંગ,
જોબન જાત મુજસમી; આશા થાશે ભંગ;
રહો ધારી સહુ નારી, વદું છું વાત વીચારી સખી૰

સુમતીના સ્નેહે કરી, તજ્યો વેશ્યાનો વહેપાર;
વરજીને વળગી રહી, પણ દીધો ધિક્કાર;
કહું છું વાત વીસ્તારી, મળ્યા પ્રીતમ અને પ્યારી. સખી૰

ભરવાડણ નહીં ભાળ તું હતી જ એની નાર:
છળથી છેલ હરી ગઈ, ગુણિકા થઇ ગમાર;
બનાવી હાય બીમારી, ગતી છે દેવની ન્યારી. સખી૰

એ વિણ અન્ય પતિ હવે, સરવે ભ્રાત સમાન;
જોગણ થઇ જંગલ ભમું, સુનું જ્યાં શમશાન;
હવે એકે નથી બા'રી સુણે તું તો સખી મારી. સખી૰

કળાવતી— (તેને શાંત કરવા).

(દીલઅશરકો ગુજર બહેલાઇએ) એ રાહ

શાને સોચ કરી બેઠા બા'રીએ, વદુ વેણ તે આપ ધ્યાનમાં ધારીએ;
નહીં જાત વણીકની કોઇની માટે મોહને છોડી મનને મારીએ.
એ કામીનીએ કંથ મેળવ્યો, બની આવી તે પાસ શાન મહીયારીએ
હસે જે જેનાં, તે તો તેના થશે, નંદકુંદનો નેહ તેથી નીવારીએ.

રહી રહી આંખો કરી રાતડી ગણિકા થઇ આપણે શું ગણુનારીએ;
આ અવનીપર જેવા અનેક છે, એનો સંગ તજીને અન્ય સ્વિકારીએ
એમ એક પછી એક કીજીએ, આપણો કુળાચાર વાહાલી વિચારીએ

કામસેના—(અત્યંત ખેદ યુક્ત) (ગીતી)
ધીક કુળાચારોને, અન્ય પતીને હવે તે શું કરવો,
નરકતણા નીવાણુા, ભવ બાંદી ભર શાથી તરવો.

કુળાવતી—( પોતાને પણુ વૈરાગ્ય થવાથી )
મનમાં નવ મુઝારો, સ્નેહ ધરીને રાખો તુમ સાથ;
પ્યારી પ્રપંચ તજીને, ચાલો જોડે જપીએ જગનાથ.
( એમ વિચાર કરી બંને સખીઓ, પોતાનો વહેપાર વરજી પછીની જીંદગી પ્રભુ સ્તવનમાં ગુજારવા લાગ્યાં.

લીલા—( પોતાના પતિને અન્ય આનંદ ગૃહમાં લાવી મુક્તી કરી પુજવા લાગી.)

( નતિજ્ઞા મીલ જાયગા ) એ રાહ.

પ્યારા આવી પલંગે પધારોરે, પ્રેમી આવી પલંગે પધારોરે—
જોર કરી ફરી અહીંથી ન જાશો, આ ઝાલ્યો મેં હાથ. પલંગે.
આપ હુકમ આજથી હું શિર મા'રાપર ધઇ.
ગણિકાને ગાંડુ નહી લોક લાજે નહીં ડઇ.
ભરજોબન ભરથારભૂખી, ભોગવો ભામની;
કંઠે આવી કંઠ મા'રા કોહો તો વળશે કામની.
હનુઆના ઘરમાં હવે ગમે ના, સ્વામીજી રહુ સાથ પલંગે.
લક્ષ્મીનું લેખુ નથી, વા'લા વિલાસો વાસથી;

હનુઓછો આવે નહીં, સત્ય કહું તમને કથી,
અંતર રતિ નવ રાખો રશિયા, નિર્ભય રહો સુખ સ્થાનમાં
ગણિકાને તજી તેમ મુજને, ભુલશો નહીં એભાનમાં;
સંશય ટાળીએ સાહીબા મારા, નેહ નજરથી નાથ પલંગે.
કહો પરણ્યાં કે કુંવારા, કંથ કયાં ગઇ કામની;
સગા વા'લાને વિસારી, બોળવી કયાં ભામની;
છે માત પિતા કયાં તમારાં, કયાં કુટુંબ પરિવારછે;
સત્ય બોલો સમ મા'રા, સમજાવો શું સાર છે;
પ્રેમે રહો પછી પ્રિતમ પ્યારા, સોહાગણ સંગાથ. પલંગે,

સુમતિ—(માત પિતા યાદ આવવાથી ખેદ પામી)

(ખુશ રહો સન્મજા) એ રાહ.
છે નગરશેઠ પુન્યવંત, પીતાજી પ્યારા;
માતુ સે'જલદે શેહેર, વસે આ સારા.
પરણ્યો છું સારંગપુર, પ્રેમદા ત્યાં છે;
અનુસારે દેખું તુજ, એજ સમ રણાં છે,
મહીઆરી માન નવ માન, મનની મા'રી;
નિર્ખું તુજને જે વાર, સાંભરે નારી.
સરવે સુંદિરતા દીસે, તુજ સમ તેની.
ઊંચી નીચી સૌ મળી, આકૃતિ એની.
મેં તજ્યો સ્નેહીનો સંગ, કરીને યારી;
વા'લી વેસ્યાથી થઇ, ખરી ખુવારી,
હું ભાગ્યહિણ ભરથાર, ભામની ત્યાગી;
ઘુંડણના ભંભેર્યાથી ભિખ મેં માગી.

લીલા—( શાસન નવા )

હરગુલ પડનોકા પએરે ) એ રાહ.

સુણો સ્વામી અરજ ઉરધારી, એ સૈયર મા'રી;
સૈયર મા'રી વિના વિચારી, નાથ કરીશું ન્યારી. એ.
સારંગપુરના શેઠની બેટી, નામે લીલાવતી નારી. એ.
મહીં મારૂં એ નિત્ત લીએ છે, શિયળવતી સુખકારી એ.
શોક તજો એ શાનો સ્વામી, મેળવું હું મહીયારી, એ.

સુખ—( મનમાં લપ વળગશે એમ ધારી )

( અરે મુવે છોડ મેરી બાંહરે )—એ રાહ

અરે જોવાદેને હેવી વાત ના વિચારીએ—ટેક.
સુતો સર્પ જાગે, આવે દુઃખ આગે;
તું છું પ્યારી મા'રી, વારી જાઉં તોરીએ. અરે૦
એનું કામ આંહી, નથી મારે કાંઇ;
મળ્યું મન તારૂં મારૂં, શાને એ સંભાળીએ. અરે૦
રંગમાં રમીશું, સુખમાં રહીશું;
એને આવે તને મને, એને ભય ભારીએ. અરે.

લીલા—( પૂર્ણ હર્ષથી, જાહેર થવા )

( મેં પથ્થરસેં ફુટી તાજુલમે )—એ રાહ.

હું મહીયારી જુટી, મોહન હું મહીયારી જુટી;
ભલું થયું ને ભવ ભાવટ ભાગી, મહીની મટકી ફુટી—મહી. મોહ.
પ્રીતમ પરણ્યા મા'રી સંગે વાત નથી કાં જુઠી—વાત. મોહ

કળા કરીને વેરણ વેસ્યા, કપટીને મે કુટી—કપ. મો૦
જાનીવાસે જોર કરીને, પાલવ પકડયો ઝુંટી—પાલ. મો૦
ચિંર ખેંચી હીંડોળાપરથી, ભામની પાડી ભુઠી—ભામ મો૦
હજુ નિશાની કહો તો આપું, નાથ નથી કાંઇ ખુટી—ના. મો૦
અર્ધાંએ અર્ધાંગી મુકી, રાજ ગયાથા રૂઠી—રાજ. મો૦

શુભ—( હર્ષાતુરે ) ( ગીતી )

વિસ્મય થાઊં વાં'લી, ક્રોડ દીવાળી દંપતિ દુઃખ ટળીઆં;
મહીયારીના વેશે, માનની કયાંથી તમે મને મળીયાં.

લીલા—વેશ્યાથી વશ કરવા, મે લીધો મહીયારીનો વેશ,
કપટ કરીને કાપ્યા કંથ કામની માતા પિતા કલેશ.

શુભ—સત્ય વચન સહુ તારાં, સુખ કરનારી શિયળવતી સારી;
અક્કલ ગઇતી, મારી પણ તે રશમો સરવે સુધારી.
વેશ્યા લંપટ લાજી, અધિક ગુણ શું હું તારા ગાવું;
કલંક કુળનું કાપ્યું, દઇ શાબાશી દિલગીર તો થાવું.

લીલા—પીઉ પસ્તાવો મુકી, માત પિતાને હવે પાય લાગો;
માફી ગુનાની માગી, ચાલો ચલાવો સંસારી સાગો.

( લીલાવતીના કહેવાથી સુમતિવિલાસ " લીલાવતી " સહિત ત્યાંથી નીકળી પોતાના ઘેર આવી માત પીતાને મળી પગે પડી માફી માગી બોલ્યા.

શુભ— ( બનજારો )

માત પિતા વિનંતી મારી, સુણી દીઓ શિખામણ સારી;
પુન્યવંત હું પાયે લાગું પણો લાજીને માફી માગું.

કર્યું અકૃત્ય મે અવીચારી— સુણી૦
નવ નિતિની ભિતિ રાખી, સૌ ઇજત ઉંધી નાખી;
કરી ગણિકાથી મેં યારી— સુણી૦
મેં આજ્ઞા સૌની ઉત્થાપી, કુળની મરીયાદા કાપી;
હું થયો લાચારી— સુણી૦
કુળમાં ઉઠી અંગારો, કર્યું નહીં રોકયો રહેનારો;
એ રશમ સહુ મેં સુધારી— સુણી૦
સહુ લોકોને દેખી લાજું. વળી પસ્તાઉં શું કાજું,
રહો રાતદિવસ સુખકારી— સુણી૦
સમજી સહુ સજ્જન સારા, તમે તજો આ છંદ નઠારા;
મમ વિતી જે મેં વિચારી— સુણો

સદારૂ-સેંજલ—( ધીરજ આપી ) ત્રીતાળી ચોપાઇ )
ભાવી ભાવે બન્યું બધું હવે કરશો કાંઇ;
હુવો હર્ષ અતિ મળ્યા આજ, સાજા થયા જીનરાજ.
તેને લીલાવતી વહુ હુલાવી..................................
લીલા..................................મેતો મારી ફરજ બજાવી;
ગયું દુઃખ થઇ સુખ શાતા, હવે આશીષ દો મારી માતા;
સેંજલ—વહુજી સદા સુહાગણુ રે'જો... ... ... ...
લીલા— ... ... ...પાએ લાગું વૃદ્ધો માની લેજો;
સેંજલ—તુંછે પુર્ણ પતિવ્રતા નારી, લાવી સ્વામીને ઘેર સુધારી.
તુજ સમ જે નારીઓ થાશે, તેના ગુણુ આ જગમાં ગવાશે;
થાજો પુત્ર તને પુન્યશાળી. જણાશે વંશની વેલ વાંલી.

જોડું સુખમાં સદા ઘણું જીવો, પ્રેમ સંસાર સુખ રસ પીવો.

વાણોતર—( સદાફળ શેઠને ઘેર આવી. ) ગીતી.

મોકલો શેઠાણી, લીલાવતીને સુવાવડ સારૂં;
સોમદત્ત શ્રેષ્ઠિએ, મોકલ્યા છે તેડવા સત્ય વદુ વારૂં.

સેંજ—હાલ નહીં એ આવે, કહેજો શેઠને સારંગપુર શેહેર;
અન્ય વધુ નહીં મારે, માટે રાખીશ હું મારા ઘેર.

( એમ કહી હાસ્યવિનોદ કરી લીલાવતીને તેના પીયર વળાવે છે. બાદ કેટલેક દિવસે લીલાવતીને પુત્ર પ્રસવ્યાની સદાફળ શેઠને વધામણી આવવાથી સાકર વહેંચી સજ્જન કુટુંબને સંતોષી લીલાવતીને પોતાને ઘેર તેડી લાવે છે. )

શુભમતી—( લીલાવતીને ) ચલ ન કર ભલે—એ રાહ.

આનંદ ઉર અતિ, મળ્યાં બંને દંપતિ.—એ ટેક.
શરીર સારૂં તારૂં તો ખરૂં, અહા ! ઉમંગ હું શું ઉચરૂં;
સત્યનો જય વા'લી વિજય, રંજ નહી રતી. મળ્યાં.
સૂર્ય સમાન પુત્ર પામીયાં, વિયોગ દુઃખ દુરે વામીયાં;
સુખ સુખ સુખ, દાખુ ન દુઃખ, શાણી હે સતી. મળ્યાં.

લીલાવતી— ( ગીતી. )

પૂન્યવંત પગ ધરશો, તે ઠામે વાલા લક્ષ્મી વરસત;
પૂન્ય વિહુણા પ્રાણી, મંમં માટે ઘર ઘર ભિખ માગત
સાર નથી સંસારે, સર્વ સહોદરમાં છે શ્રી ભગવંત;

અમ નહીં કો આવે, એક આશરો આપણુને અરિહંત.
પુત્ર હવે પરણ્યો સ્થાપી પાટને સંજમ તો લેવું;
શુભ— ભામનીએ મુજ ભાખ્યું, રંચ હવે શું સંસારે રહેવું.
"લીલાવતી" ને "શુમતી વીલાસ" દ્વિ હસ્ત જોડી પ્રભુ પ્રાર્થના કરે છે

(કોઇ રખકી મરજી ક્યા જાને,) એ રાહ.

અમ ઉરમાં આનંદ ઉભરાએ, મુનિ વાણિથી મન મલકાએ;
સંજમ થકી સુખ તો થાએ, છે કહેવાએ શાસ્ત્રો માં એ. અમ૦
તે માટે દંપતી સુખદાએ, ચરિત્ર વૃત્તિમા ચા'એ:
એવો સંજમ કરથી સા'એ જેના જગમાં ગુણુ તો ગાયે. તે માટે૦
(જાય છે.)

સુત્રધાર— (શ્રી જગપતી)—એ રાહ.
સ્વધર્મી સજ્જનો, આ પૂર્વ પાપનો.
બનાવ શું બન્યો, લીલાવતી તણો. સ્વધ૦
પરભવ પોપટ પુર્યો પાંજરે, સાડી બાર ઘડી;
પોપટડી દુભાણી દીલમાં, આ ભવ એહ નડી. સ્વધ૦
તેહ પાપથી "લીલાવતી"એ સાડી બાર વરસ;
વિરહ તણું દુઃખ વેઠયુ રહીને, પિતુથકી પરવશ. સ્વધ૦
પૂર્વ પાપફળ પૂર્ણ કરીને, પડી આ પ્રિતિ પાસ;
લીલાવતીને સુમતિ બંને, માંડે ગૃહસ્થાવાસ. સ્વધ૦
કાગ બાતિને પામ્યા પૂત્રને નામે વિરવિલાસ;
થયો મોટકો મહા બુદ્ધિબળ, કરી શાસ્ત્ર અભ્યાસ. સ્વધ૦
અનુક્રમે એક દીવસ ત્યાં આવ્યા, ધર્મ ઘોષ મુનિરાય;

સુણી વાણીએ દંપતિ સુણતા, દીક્ષાવૃતિ થાય.
પાટ પોતાના સ્થાપી પૂત્રને, આપ થયા અણગાર;
સંજમ પાળી સુરગતિ પામ્યાં, બંને નરને નાર.
તેમ સ્વધર્મી સર્વ સજ્જનો, કરશો ધર્મના કામ;
અંતે સુખ પામીને ઠરવો. જઇને શિવપુર ઠામ.
શ્રેષ્ઠિ તણે સુત શશિનો, અરજ કરીને આજ;
ભૂલચૂકની માફી માગે, સરવે જૈન સમાજ.

સમાપ્ત.

---

# જવરવિનાશક ટીકડી.

**ફક્ત ૭ ટીકડીથી આરામ. FEVER TABLATS.**

આ ટીકડી શરદીના,, આંતરીઆ, મેલેરીઆ, જીર્ણજવર વિષમ જવર, સન્નિપાતજવર, ત્રીદોષજવર તથા પ્લેગ અને ઇન્ફલ્યુએન્ઝા જેવા મહાન જીવલેણ તાવને માત્ર ૭ ટીકડીથીજ હઠાવે છે તેમજ અશક્તિ મટાડી જઠરાગ્નિ પ્રદીપ્ત કરી દસ્ત સાફ લાવી શરીરને તંદુરસ્તી બક્ષે છે.

તેમજ મેલેરીઆની સીઝનમાં વર્ષા તથા શરદ ઋતુમાં એકાન્તરે એક એક ટીકડી સવારમાં ચા અગર પાણી સાથે લેનારને મેલેરીઆદિ તાવની દહેશત રહેતી નથી. તથા કોઇ પણ ઋતુના તાવને માટે અકસીર છે

આ ટીકડી તાવ હોય અગર ના હોય તો પણ ગમે તે સમયમાં લઈ શકાય છે. કીં. ટીકડીઓ ૧૦૦ ની શીશીનો રૂપીઓ ૧॥

**વાપરવાની રીત**—મોટા માણસે દિવસમાં ત્રણ વખત સવાર બપોર અને સાંઝ એક એક ટીકડી પાણી અગર દુધ સાથે લેવી માસ ૬ થી એક વરસ સુધીના બાળકને ત્રણ વખત થઇ એક ટીકડી આપવી એક વરસથી પાંચ વરસ સુધીનાને ત્રણ વખત થઇ બે ટીકડી આપવી.

ઇન્ફલ્યુએન્ઝા પ્લેગ અને ટુંગીયાના તાવમાં બોમ્બે પ્રેસીડન્સીના ઘણા ડી. લો. બોર્ડો તથા તાલુકા લોકલ બોર્ડો તથા મ્યુનસીપાલીટીઓ તરફથી આ ટીકડી હજારો ગરીબોને વ્હેંચવા માટે ખરીદાય છે અને તેની અસરનાં સરટીફીકેટ અમને મળતા જાય છે.

**વૈદ જગન્નાથ જી. દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ.**

# ડાએરીઆ પીલ્સ DIARRHOEA PILLS

## ( ઝાડા મરડાની ગોળી )

## સંગ્રહણી (ગળતી) માટે અકસીર દવા.

બોરૂએ પાણી વિકારથી લાગુ પડેલાં દરદ, ઝાડા, અતિસાર, સંગ્રહણી (ગળતી), જુનો મરડો, લોહીનો ઝાડો, આમ, આંતરડાનાં તથા હોજરીનાં દરદોથી રીબાતાં દરદીઓને યકૃત (લીવર) નળબંધ વાયુ, ચુંક, આફરો, શ્વાસનું ચઢવું, અશક્તિ મટાડી પાચન ક્રિયા વધારી શરીરમાં તાકાત લાવે છે વાપરી ખાત્રી કરો.

કીંમત શીશી એકનો રૂ. ૧॥), પો. જુદુ.

**વાપરવાની રીત**—સવાર, બપોર, સાંઝ, એકએક ગોળી લેવી. છોકરાંને અડધી અડધી ગોળી પાણી, દુધ અગર છાશ સાથે.

**તા. ક.** આ દરદીએ હલકો ખોરાક છાશ અગર દુધ સાથે લેવાથી ગમે તેવા સંગ્રહણી અસાધ્ય હોય તો પણ મટાડી દે છે તે ઝાડા તથા મરડા જવાને માત્ર એકજ દિવસમા નાબુદ કરે છે

## એસેન્ઝોલ.

મોટા મોટા ડાકટરો વૈદો અને હકીમોની દવા કરવા છતાં નહીં મટેલા ગમે તેવા જુના ખરજવાને અમારૂ એસેન્ઝોલ એકજ અઠવાડીઆમા જડ મુળથી નાબુદ કરે છે ખરજવા માટે એસેન્ઝોલ એ એકજ ઉપાય છે વાપરવાથી ખાત્રી થશે સવાર સાંજ બે વખત આંગળી ઉપર લેઇ ચોપડવું. જરા ઘસવું ને બીજે દિવસે સવારમાં ધોઇ સાફ કરી ચોપડવુ ચોપડયા પછી આંગળી ધોઇ સાફ કરવી કીંમત શીશી ૧નો રૂ ૧-૮-૦ પોસ્ટેજ જુદુ.

**તા. ક.** દાદર તથા ખસ. દાદરને તો માત્ર જલદી નાબુદ કરે

**વૈ૦ જગન્નાથ જી દ્વિવેદી આયુર્વેદીય ફાર્મસી નડિઆદ.**

## ચ્યવન પ્રાશ અવલેહ (જીવન)

સ્વાદિષ્ટ ચાટણ તેમ નિર્ભયપણે વાપરી શકાય છે. બાળક સ્ત્રીઓ તથા પુરૂષો સર્વેને ગુણકારી છે. જીવનનું સેવન કરનારને નિરોગી બનાવે છે શરીરમાં નિરોગીપણાનાં તત્વો વધારી લોહી તથા વીર્ય વધારી નબળાઇ પાન્ડુ, ખાંસી, ક્ષય. છાતીનો દુખાવો અને છાતી તથા ફેફસાનાં દરદો સુધારી, અમ્લપીત્ત; વંધ્યાદોષ, નપુંષકત્વ તથા ધાતુ વિકાર દરદો સુધારી મટાડવામાં આ કેસરી જીવન સર્વોત્તમ હોવાનો દાવો કરે છે. કીં રતલ ૧ ના રૂા. ૩ પોસ્ટેજ જુદુ.

**વાપરવાની રીત**-બાળકને રૂા ૦| ભાર, તેથી મોટા બાળકને રૂા. ૦|| ભાર, તેથી મોટા માણસને રૂ ૧ થી રૂ, ૨ ભાર સુધી સવારમા એક વખત જીવન સાથે ૦| શેર દૂધ પાવું ને નાના બાળકને તેની રૂચી પ્રમાણે દૂધ પીએ તો પાવું કંઇ હરકત નથી.

## કર્ણીક તેલ (કાનના દરેક રોગ ઉપર)

કાનની બહેરાશ, કાનનો સોજો; કાનનું પાકવું; (વહેવું) રસી નીકળવી; શૂળ; સણકા મારવા કાનનીઅંદર ફોલ્લી થવી કે કાનમાંથી પરૂ, લોહી, કે પાણી નીકળવું વગેરે દરેક કાનના રોગ માટે અકસીર તેલ છે. સવાર સાંજ કાનમાંએ બે બે ટીપાં પાડવાં. કીંમત શીશી એકનો રૂા. ૧-૦-૦

**વેદ જગન્નાથ જી. દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ**

## જ્વરહર જુલાબ.

તાવની શરૂઆતમાંજ આ ગોળીની અસરથીજ પેટ સાફ થઇ જાય છે અને તાવ હલકો પાડે છે આ નબળા માણસોને અને બાળકોને પણ સુખરૂપ આપી શકાય છે. તેમજ ચુંક, આંકડી વગેરે કોઇપણ દરદ થયા સિવાય પેટમાંથી પુરતો ખુલાસો થઇ જાય છે અને બીજી જે જે સ્થિતિમાં જુલાબ લેવાની જરૂર જણાય ત્યાં આ ગોળા ઘણી ઉપયોગી છે તેમ પેટમાંથી કૃમિ વગેરે સાફ થઈ જાય છે. શીશીની કીંમત રૂ. ૧-૦-૦

## કફ પીલ્સ (ખદીરાદિ ગુટીકા) COUGH PILLS

ઉધરસ; સસણી; ઉટાંટીઆની ઉધરસ, સળેખમ, તથા છાતીનાં બીજાં દર્દોમાં અને સાદ બેસી ગયો હોય ત્યારે આ ગોળી દિવસમાં ત્રણ ચાર વખત એકએક ગોળી મોંમાં રાખી રસ ચુસવાથી (ગળવાથી) એકદમ આરામ થઇ જાય છે, તેમજ દમ, શ્વાસ, ક્ષયની ઉધરસ પણ આ ગોળીના સેવનથી નાબુદ થઇ જાય છે સ્વાદિષ્ટ તથા રૂચી કરનાર અને મુખની દુર્ગંધી દુર કરનાર છે. શીશીનો રૂ. ૧-૦-૦ પો. જુદુ.

## લીવર પીલ્સ.

યકૃત (લીવર), બરોલ, જીર્ણ જવર, અશકિત, શરીરની ફીકાશ પાન્ડુરોગ, શ્વાસનું ચઢવું. વગેરેને આ લીવર પીલ્સ થોડા સમયમાં મટાડી શકિત લાવે છે.

શરીરના સોજા પેટ તથા પેઢુનાં દરદ, બરોલ, લીવર, હોજરીનો સોજો તથા દુખાવો એકદમ મટાડે છે ને શરીરમાં શકિત લાવી શરીર લાલચોળ બનાવે છે. કીંમત શીશી ૧ નો રૂ. ૧.

**વાપરવાની રીત**-બાળકને સવાર, બપોર, સાંજ અડધી અડધી ગોળી ને મોટા માણસને દિવસમાં ત્રણથી છ ગોળી સુધી આપી શકાય છે.

**વૈદ જગન્નાથ જી. દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ.**

## પ્રદર વિનાશક (સ્ત્રીઓ માટે શક્તિની દવા.)

સફેદ પ્રદર, લોહીવા, ગર્ભાશયનો સોજો, દુખાવો, ઋતુનું સાફ ન આવવું. અનિયમિત આવવું, ગર્ભ ન રહેવો; સુવારોગ, ખાંસી હાથ પગે ચુંચારો, પિશાબમાં કળતર, (જવર તથા પગના તળીયામાં થતી બળતરા); દાહ, રતવા, માથાનો અને કમ્મરનો દુખાવો. શરીરે ફીકાશ તથા બેચેની વગેરે દર્દો માટે ઘણીજ અકસીર દવા છે. તેમ કસુવાવડ થતી મટાડી ગર્ભાશય સુધારી વંધ્યત્વ દુર કરે છે તેમજ સંગ્રહણી, અતિસાર મટાડી દસ્ત સાફ લાવે છે. બળ, બુદ્ધિ, કાન્તિ તથા શરીરની સુંદરતા વધારનાર આ દવા જેવી બીજી એકે દવા નથી. **વાપરવાની રીત**—સવાર સાંજ ચોખાના ધોવણમાં એક એક ગોળી લેવી. કીંમત ડબી ૧ ગોળી ૩૨ ના રૂ. ૧)

## ખુની હર્ષ અને દુઝતા મસાનો મલમ.

વાઢકાપ, આગ અગન કે બળતરા કે બીજી કોઇપણ જોખમદારી સિવાય માત્ર આ હર્ષનો મલમ ચોપડવાથી જડમૂળથી નાબુદ કરે છે મલમ જરા આંગળી પર લઇ હર્ષ ઉપર દિવસમાં બે ત્રણ વખત ચોપડવો તથા જરાજરા ઘસવો. જેથી હર્ષ તદ્દન ચીંથરા જેવા થઇ નાબુદ થશે. કીં. ડબી ૧ નો રૂા. ૧-૮-૦

કંઇપણ દુઃખ વગર હજારો દરદીઓને આરામ થાય છે.

**વૈદ્ય જગન્નાથ જી દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ.**

# ક્ષયહર (સિરપસ્ટૅમીના)

આ સીરપ નામ પ્રમાણે ગુણ બતાવે છે. આ સરબત શાસ્ત્રીય રીતે વનસ્પતિથીજ બનાવેલો છે લાંબા વખતનો હાડ જવર. વિષમ જવર, હાથ, પગ, બરડો, ખભાનું કળતર તથા હાથપગની બળતરા, શ્વાસ; ક્ષય, દમ, ધાતુ ક્ષય, ફેફસાંનો ક્ષય, લોહીનું કફમા આવવું છાતીની મુઝવણ, ગભરામણ તથા દુખાવો, સળેખમ, કફનું વારંવાર પડવું તથા થુકવું અગર કફની જગ્યાએ ફીણવાળો અગર પાળો કફ આવવો વગેરે ક્ષયહર સીરપનું સેવન કરવાથીજ આરામ થવા માંડે છે. **વાપરવાની રીત**—દિવસમાં ત્રણ વખત પાંચ પાચ ટીપાં દુધમાં નાખી પીવી, પરેજમાં તેલ મરચુ, ખટાશ બંધ કરી દુધ અને ભાત ખાઇ આ સીરપનું સેવન કરનારને ગેરન્ટીથી ખાત્રીપૂર્વક ઉપલાં દરદો મટે છે, શીશી ૧ નો રૂ ૧-૧૦-૦

૧ શુદ્ધ કસ્તુરી, કેસર બરાસ, ચદ્રોદય, રસસીંદુર, અમ્બર, સાચા મોતી વગેરે ઉત્તમ ઔષધો વ્યાજબી ભાવથી ખાત્રી લાયક મળશે.

૨ તેલો લીમડાની લીમ્બોળીનું તેલ, માલકાંકણીનું તેલ, સુખડનું તેલ અળસીનું તેલ, છાલ મોગરીનુ તેલ, બદામનું તેલ વગેરે દરેક જાતનાં શુદ્ધ તેલો વ્યાજબી ભાવથી મળશે.

૩ દ્રાક્ષાસવ, કુમારીઆસવ, લોહાસવ, કુટજારીષ્ટ—વગેરે આસવો તથા અરીષ્ટો વ્યાજબી ભાવથી મોકલવામાં આવશે.

૪ વાસાસવ, ચ્યવન પ્રાશ અવલેહ, અભયામલકી વગેરે અવલેહો ચુર્ણો, ગોળીઓ વગેરે દવાઓ પણ મળશે.

**વૈદ જગન્નાથ જી. દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ.**

# પ્રમેહ માટે ખાસ ચંદ્રપ્રભા ગોળી.

આ ચંદ્રપ્રભાના સેવનથી દરેક જાતના પ્રમેહ લાંબા વખતના જુના પ્રમેહ, ચાંદી વગેરે-ને જડમૂળથી નાબુદ કરે છે, તોલા ૧ ના રૂ. ૧-૦-૦ સવાર સાંઝ એક એક ગોળી ગળો, ગોખરૂ તથા આમળાં (રસાયન ચુર્ણ) તો. ૧ને સાંજે સવારે તોલા ૫) પાણીમાં પલાળી મુકવું આ ગોળી ઉપર તે પલાળેલું પાણી ગાળી મધ તો. ૦॥ નાખી પીવું. જરૂરથી જુનામાં જુનો પ્રમેહ ખાત્રીથી મટી જશે

**રસાયન ચુ૦:**—ગળો, ગોખરૂ આમળાં સરખે ભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ કરવું.

## ધાતુ સંજીવની. TONIC PILLS

આ ગોળી લેવાથી ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે; પુરૂષાતન કાયમ રાખે છે તેમજ વીર્ય વિકારના તમામ વ્યાધિઓને મટાડે છે અને વીર્યને ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને ફીક્કા પડી ગયેલા લોહીમાં ઉપયોગી તત્વો ઉમેરી શરીરને લાલચોળ બનાવનાર આ ગોળી વાપરવાની અમારી ખાસ ભલામણ છે. પરેજીની જરૂર નથી.

**વાપરવાની રીત**—સવાર સાંજ એકેક ગોળી કકડા કરી પાણી અગર દુધ સાથે લેવી; પરંતુ ખટાશ અને તેલ બંધ કરનારને

એકજ શીશીથી પુરેપુરો લાભ મળે છે.

ફીંમત ડબી ૧ ગોળી ૩૨ના રૂ. ૧-૦-૦ પેકીંગ પોસ્ટેજ જુદુ

**વૈદ જગન્નાથ જી. દ્વિવેદી આયુર્વેદીક ફાર્મસી નડિઆદ.**

## નોકરીની ગુલામીથી છુટવું હોયતો

# હુન્નર શિક્ષક

## જરૂર ખરીદો.

આજકાલ હુન્નર ઉદ્યોગનો જમાનો છે. જેઓને કોઇપણ જાતનો હુન્નર આવડે છે તે ઘણી સહેલાઇથી પોતાનો નિર્વાહ કરી શકે છે. પણ જેઓને કોઇપણ જાતનો હુન્નર નથી આવડતો તે લોકો હુન્નર શીખવાને ઘણા ફાંફા મારે છે. તેવાઓને માટે આ પુસ્તક ઘણી મહેનત લઇને તૈયાર કરાવ્યું છે **આ પુસ્તકની મદદથી કોઇપણ માણસ ઘેર બેઠે મહિને પચાસ સો રૂપીઆ કમાઇ શકે છે** કીં રૂ. ૧—૪—૦

## વગર માસ્તરે ઇંગ્રેજી શિખવું હોય તો ખરીદો.

# એ ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર.

## ભાગ ૧-૨ ભેગા.

ઘેર બેઠા નવરાશના વખતમાં થોડા ખર્ચે ઇંગ્રેજી શિખવું હોય તો **એ ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર જરૂર મગાવો.** આ પુસ્તકની મદદથી હજારો માણસો ઇંગ્રેજી શીખ્યા છે અને પોતાનું ભવિષ્ય સુધાર્યું છે. બીજાઓની માફક આ પુસ્તકના જુદા જુદા ભાગો નથી કર્યા એકજ પુસ્તકમાં બધી ઉપયોગી માહિતીઓનો સમાવેશ કર્યો છે કીં રૂ ૧—૮—૦ પોસ્ટેજ માફ.

**લખો:—બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.**
રીચીરોડ **અમદાવાદ.**

આ [illegible] પરમાર પ્રીં. પ્રેસમાં છાપ્યા રીચીરોડ—અમદાવાદ.